પાઠ્ય પુસ્તક માળા:—૧

# વિદ્યાર્થી ગણિત.

( શિક્ષક માટે )

## ભાગ ૧ લો.



પ્રકાશક

ચરોતર એજ્યુકેશન સોસાઇટી,
આણંદ.

કિંમત નવ આના.

પાઠ્ય પુસ્તક માળા:—૧

# વિદ્યાર્થી ગણિત.

( શિક્ષક માટે )

## ભાગ ૧ લો.

રચનાર

ચુનીલાલ બહેચરલાલ ભટ્ટ.

પ્રકાશક

ચરોતર એજ્યુકેશન સોસાઇટી,

આણંદ.

સંવત ૧૯૭૯. સન ૧૯૨૩.

કિંમત નવ આના.

# પ્રસ્તાવના.

પ્રાથમિક શાળાના બધા વિષયોમાં ગણિત એક અગત્યનો પરંતુ અઘરો વિષય ગણાય છે. " તે સરળ અને રસમય બને તેને માટે ઘણા પ્રયત્નો થવાની જરૂર છે, " એ લક્ષ રાખીને કરેલા પ્રયોગનું પરિણામ તે આ ગણિત છે.

સ્વપ્રયત્નથી મેળવેલું કોઇ પણ વિષયનું જ્ઞાન સંગીન થાય છે, અને તે સહેલાઇથી ભૂલી જવાતું નથી. ગણિતનો વિષય પણ મુખ્યત્વે સ્વપ્રયત્નથીજ સારી રીતે શીખી શકાય છે. શિક્ષક તો વિદ્યાર્થીને જરૂર પડે ત્યાં માત્ર સલાહ આપનાર વ્યક્તિ છે. શિક્ષકની સલાહ વિના જ્યાં ન જ ચાલી શકે તેવે સ્થાને સલાહ લઇ, તેનો ઉપયોગ કરી આગળ વધનાર બાળકને ગણિતનો વિષય સારો સચોટ રીતે આવડે છે.

કાચા વિદ્યાર્થીઓને આ વિષય શીખવામાં શિક્ષક મદદ કરે તે કરતાં આગળ વધેલા વિદ્યાર્થીઓજ મદદ કરે એ ઇચ્છવા યોગ્ય છે. મને ખાત્રી છે કે આથી શીખવનાર વિદ્યાર્થીઓનું જ્ઞાન પાકું થાય છે. એક વિદ્યાર્થી બીજા વિદ્યાર્થીને શીખવાડવા પ્રયત્ન કરે છે તેમાં તે પોતાના વિચાર બીજાને કેવી રીતે સમજાવવા તે શીખે છે, અને એ રીતે બાળકોમાં સમજાવવાની શકિત આવે છે. વળી શીખનાર શીખવનારની બાલભાષામાં તુરત સમજી જાય છે. અને આ રીતે ઉત્તમ શિક્ષકની જરૂરીઆત પૂરી પડે છે. તે ઉપરાંત જેની શિક્ષકણી પરીક્ષાઓ પણ ન કરી શકે તેવો મોટામાં મોટો ફાયદો

બાળકોમાં એક બીજાને પરસ્પર શીખવવાથી અન્યને સહાય કરવાનો ગુણ ખીલે છે તે છે.

આવા અનુભવને પરિણામે **સ્વશિક્ષણ એજ ખરૂં શિક્ષણ છે** એવા મક્કમ થએલા મારા વિચારને ડૉ. મૉન્ટેસરી, એડમંડ હોમ્સ, નૉરમન મૅકમન, ડૉ. ટાગોર વગેરે આધુનિક શિક્ષણ શાસ્ત્રીઓ તરફથી પૂર્તિ મળવાથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવા હું પ્રેરાયો છું.

આ ઉપરથી આ ગણિતનું નામ વિદ્યાર્થીગણિત કેમ રાખવામાં આવ્યું છે તે સ્પષ્ટ થશે. શિક્ષક માટેના ગણિતમાં વિદ્યાર્થીગણિત ઉપરાંત શિક્ષકને જરૂરની બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

આ ગણિતમાં નીચે જણાવ્યા પ્રમાણે ફેરફાર દાખલ કર્યા છેઃ—

( ૧ ) દાખલાઓના જવાબ આપ્યા નથી. કારણકે હિસાબમાં જવાબના કરતાં રીત વધારે ઉપયોગી છે. તેથી બાળક હિસાબ ગણીને શિક્ષકને બતાવી જાય એ વધારે હિતાવહ ગણ્યું છે.

( ૨ ) સામાન્ય રીતે સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, ભાંજણી, એ ક્રમ હોય છે તેને બદલે સરવાળા, ગુણાકાર, ઉતરતી ભાંજણી, બાદબાકી, ભાગાકાર, ચઢતી ભાંજણી એ સ્વાભાવિક ક્રમ રાખ્યો છે, કારણકે શીખેલી રીતનો પછીની રીતમાં તુર્તજ ઉપયોગ થાય છે.

( ૩ ) દાખલાઓમાં એકદમ મુશ્કેલીઓ ન આવે, અને ક્રમસર ગણતાં અઘરા દાખલા પણ આપો આપ આવડે તેવ ક્રમે દાખલાઓની ગોઠવણી કરી છે.

( ૪ ) નવી રીત શિક્ષકદારાજ શીખે તો સારૂ એમ ધારીને રીતના દાખલા વિદ્યાર્થીના અનુકરણ માટે નથી આપ્યા.

( ૫ ) ચોથા ધોરણ સુધીનાં બાળકોના ગજા ઉપરાંતની રીતો કે દાખલા આપવામાં આવ્યા નથી. જેમકે:–આણુપાણુ તથા વિવિધ પરિણામના ભાગાકાર, તેમજ તે બન્ને જાતના અઘરા ગુણાકાર.

વસો નવી ગુજરાતી શાળા કે જેના નિયામક તરિકે ત્રણ વર્ષ સુધી ત્યાંના શિક્ષકો સાથે ગણિતનું શિક્ષણ સ્વાભાવિક સંગીન અને રસમય બનાવવા માટે કામ કરવાનું મને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું તે શાળાનેજ આ પ્રયત્ન આભારી છે. માટે મારે ત્યાંના સઘળા શિક્ષકભાઇઓનો અને ખાસ કરીને રા. મગનલાલ જગન્નાથ અને રા. ભાઇલાલભાઇ હરિભાઇ કે જેમણે મને આ પુસ્તક તૈયાર કરવામાં મદદ કરી છે તેમનો આભાર માનું છું. વિશેષમાં જાણ્યે અજાણ્યે જે જે પુસ્તકોનો આધાર લેવાયો હોય તે તે પુસ્તકોના લેખકોનો પણ આભાર માનું છુ.

ઇશ્વરકૃપાએ જેટલું થઇ શક્યું તેટલું કર્યું છે. ઉણપના સંબંધમાં શિક્ષક ભાઇઓ કૃપા કરીને મને સૂચના કરશે તો તેનો યોગ્ય ઉપયોગ બીજી આવૃતિમાં કરીશ.

લિ.

ચુનીલાલ ભટ્ટ.

# ગણિત વાપરવાની રીત.

વિદ્યાર્થીએ શિક્ષક પાસે નવી રીત શીખીને આ ગણિતમાંના દાખલા ગણવા. દાખલો ગણીને શિક્ષકને દેખાડવો. જો કોઇ હિસાબ ન આવડે તો એકદમ શિક્ષક આગળ ન જવું. પણ તેને પેન્સીલથી ચિહ્ન કરી આગળના દાખલા ગણવા. તે રીતના બધા દાખલા ગણી રહ્યા પછી ચિહ્નવાળા ન આવડેલા દાખલા ગણવા. અને તેમાં જે આવડે તેનાં ચિહ્ન રબરથી કાઢી નાખવાં, અને ન આવડેલાનાં રાખવાં પછી આગળ નવી રીત શીખવી. તેમાંથી પણ ઉપર પ્રમાણે કરવું. પછીથી ન આવડેલાજ દાખલા બન્ને રીતમાંથી ગણાવા, અને તેમાં ન આવડે તે રહેવા દેવા. પછીથી વળી આગળ વધવું. આમ આગળ વધવાથી અને પાછળ ન આવડેલા હિસાબ ગણવાથી જુદી જુદી રીતોનું વારંવાર પુનરાવર્તન થશે, ધીરજ અને ખંત કેળવાશે, આત્મશ્રધ્ધા ઉત્પન્ન થશે, અને જાતે આગળ વધતાં શીખાશે. વિશેષમાં વિદ્યાર્થીઓને રકમો લખવાનો અને લખાવવાનો મ્હાવરો રહે માટે અઠવાડીઆમાં કોઇ કોઇ વખત બધાને ચાલી ગયેલી રીતોના દાખલા મોઢેથી અથવા પુસ્તકોમાંથી લખાવવાનું રાખવું.

# ગણિત શીખનાર માટે સૂચનાઓ.

( ૧ ) જમ્યા પછી તરત ગણિત ગણવા ન મંડો. જમેલું હેઠું બેસે અને શરીર સ્વસ્થ થાય ત્યાર પછી ગણો.

( ૨ ) દરરોજ કસરત કરવાથી જેમ શરીર મજબૂત થાય છે તેમ ગણિત દરરોજ નિયમીત રીતે ગણવાથી સારૂ આવડે છે. ગોખણથી ગણિત નથી આવડતું. અને એક દિવસે બધું ગણી નાખવાથી પણ નથી આવડતું. જેથી નિયમીત દરરોજ થોડું થોડું ગણો.

( ૩ ) દરેક હિસાબ જાતે જ ગણવો. શીખીને ગણવો નહિ. એમ કરવાથી પહેલાં થોડું આવડશે પણ પછીથી વધારે આવડશે.

( ૪ ) જે દાખલા સહેલા જણાતા હોય તેને પણ ગણો. તેનો ઉપયોગ અઘરા દાખલાઓમાં થાય છે. વળી આપણને ગણવાની રીત આવડી કે નહિ તે ગણવાથી ઝટ પરખાઇ આવે છે. અમુક રીતે આ હિસાબ ગણી શકાશે એમ વિચારી હિસાબ છોડી દેશો નહિ. અમુક રીતે તરી શકાય છે એમ જાણીએ એટલે તરતાં ન આવડે. એકદમ મોટો હિસાબ જણાય તો છોડી દેશો નહિ. ઘણી વખત તે વિચારતાં સહેલો થઈ જાય છે.

( ૫ ) મોઢેથી હિસાબ ગણવાની ખાસ ટેવ પાડો.

( ૬ ) ચિત્ત શાન્ત રાખી હિસાબ ગણો. ઉતાવળા ઉતાવળા કે ગભરાટમાં ન ગણો. તેમજ આવડ્યાનું અભિમાન પણ ન કરો. અભિમાન કરશો તો પછી ગણિત નહિ આવડે.

# કેટલીક અગત્યની ભૂલોનું શુદ્ધિપત્ર.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પાન | ૧૬ | લીટી | ૧૦ +૧૬+૧૨+૨૧ | ને બદલે | વાંચો | ૧૬ ૧૨ ૨૧ |
| " | ૩૯ | " | ૨૦ પસા | " | " | પૈસા |
| " | ૪૩ | " | ૧૫ ડઝ | " | " | ડઝન |
| " | ૪૪ | " | ૪ અઠવાડીહું | " | " | અઠવાડીઉં |
| " | ૪૪ | " | ૯ મહિનાનાં | " | " | મહીનાનાં |
| " | ૪૭ | " | ૧૬ પાશેરના શેર | " | " | શેરના પાશેર |
| " | ૫૦ | " | ૧૧ ૩ ૫ ૧૯ | " | " | ૩ ૫ ૧૬ |
| " | ૬૧ | " | ૧૫ ૬૭ | " | " | ૯૬ |
| " | ૬૪ | " | ૧ આવતાં | " | " | આપતાં |
| " | " | " | ૩ કેકલા | " | " | કેટલા |
| " | " | " | ૫ અધોર | " | " | અધોળ |
| " | " | " | ૭ ૩પા શેર | " | " | ૩ પાશેર |
| " | ૭૩ | " | ૧૩ વાર | " | " | વાલ |
| " | ૮૫ | " | ૧ ૧ વાર | " | " | ૨ વાર |
| " | ૧૧૨ | " | ૧૯ શેરનું લઇએ તો તે વડે મણ, વજનીયું | " | " | શેરનું વજનીયું લઇએ તો તે વડે મણ |
| " | ૧૨૮ | " | ૧૦ ત્રિરાશી | " | " | ત્રિરાશિ |
| પોષણુ પાન | ૬ | લીટી | ૬ શીખવાનો | " | " | શીખવવાનો |
| " | " | ૧૨ | " ૨ પચીસ | " | " | પચીશ |
| " | " | ૨૪ | આપેલી આકૃતિમાં આડી લીટીઓ છાપવાની રહી ગઇ છે તે દોરી લેવી. | | | |

# પોષણ.

કેળવણીનું કાર્ય વિકાસ સાધવાનું છે. વિકાસ સાધવા માટે કસરત અને પોષણની જરૂર છે. કસરત અને પોષણ જે વખતે જેટલાં જોઇએ તે વખતે તેટલાં મળે તો વિકાસ સારો થાય, એ હેતુથી રીતો તથા દાખલાઓનો ક્રમ જોઇતી કસરત વખતસર આપે તેવો રાખ્યો છે. અને પોષણ આપવાનું કામ શિક્ષકનું છે. જેટલે અંશે તે પોષણ આપી શકે તેટલે અંશે તે સફળ શિક્ષક થાય છે. શિક્ષક પોષણ સંબંધી કંઇક જ્ઞાન મેળવી શકે તો વિદ્યાર્થીઓનું હિત સધાય એવા વિચારથી પોષણ સંબંધી માર્ગદર્શક સૂચનાઓ નીચે આપી છે.

આંકના શિક્ષણની શરૂઆતમાં પ્રથમ ગણતરી કરતાં બાળકોને શીખવાડવું. જેમકેઃ—બે ચચુકા લાવો. ત્રણ કાંકરા લાવો. ચાર સ્લેટો લાવો. ત્રણ પેનો મુકો. પાંચ ફુલ લાવો. વગેરે શાળાની આજુબાજુના ચોગાનમાં જે જે ચીજ—નાની કે મોટી, નકામી કે કામની, —હોય તે દરેકનો ગણતરી કરવામાં ઉપયોગ કરી લેવો, અને ગમે તે વખતે કરી લેવો. રમવા જતી વખતે, પાણી પીવા જતાં વગેરે હરકોઇ વખતે ગણતરીનું કામ કરાવવું. પછી ગણતરી સાથે આંકડા ઓળખતાં શીખવાડવું. જેટલી વસ્તુ તે ગણે તેટલી સંખ્યાનો આંકડો સાથે દર્શાવવા રાખે એવી પ્રથા રાખવી. ત્યારબાદ આંકનું લેખન શીખવાડવું અને શરૂઆતથી જ સારા આંકડા બાળકો લખે તેવો મહાવરો પાડવો. આથી ગણતરીનું કામ આગળ ચાલશે, અને

લેખનનું પણ ધીમે ધીમે થશે. ૯ થી ૧૦ શીખવાડતી વખતે ૯ નીચે ૦ અને ૧ મીંડા પહેલાં આવે તેમ લખાવવું. કારણકે ૧૦ માં એકમ શૂન્ય છે અને દશક એક છે. એટલે એકમ નીચે એકમ એમ લખવાની ટેવ પાડવી. એકમ અને દશકની સમજ અહીંથીજ પાડવી. પછી ધીમે ધીમે ૧૧ થી ૧૦૦ સુધીનું જ્ઞાન આપવું આ જ્ઞાન પાકું થાય તે માટેઃ—

( ૧ ) ૧૦૦ થી ૧ સુધી અવળા લખાવવા,

( ૨ ) લખોટાયંત્રમાં લખોટા કઢાવવા,

( ૩ ) મણકા, બટન, ચચુકા વગેરે વસ્તુના દશકા બાંધી તેનો ઉપયોગ કરવો,

( ૪ ) માળાના મણકા ગણાવવા,

( ૫ ) પલાખાં લખાવવાં, તેમજ

( ૬ ) એકી બેકીની રમત રમાડવી.

આ અને આવી બીજી બધી રીતોનો જુદે જુદે વખતે જુદી જુદી રીતે ઉપયોગ કરવો કે જેથી શિક્ષણમાં વિવિધતા દાખલ થાય અને બાળકોનો શીખવામાં રસ જારી રહે.

૧૨, ૧૩, ૧૪ એ સંખ્યાઓ એક એક ઉમેરીને શીખવી હશે એટલે એક ઉમેરતાં આવડી ગયું હશે. જેથી પ્રત્યક્ષ વસ્તુઓ સાથે

રાખીને મોઢેથી બબ્બે ઉમેરવાનું શરૂ કરાવવું, અને એકાનો ગડીઓ ૧×૧=૧ થી ૪૦×૧=૪૦ સુધીનો લખતાં શીખવાડવો. બે ઉમેરતાં આવડી જાય એટલે દુનો ગડીઓ લખાવવાનો શરૂ કરી દેવો. એક વખત લખવાની પદ્ધતિ દેખાડયા પછી તેઓ ૧×૨=૨ થી ૪૦×૨=૮૦ સુધીનો ગડીઓ જાતે બનાવી લેશે. દુના ગડીઆનું જ્યારે લેખન ચાલે તે વખતે ત્રણ ત્રણ મોઢેથી ઉમેરવાનું શરૂ કરવું. અને દુની માફક તરીનો ગડીઓ લખાવવો. પછી પાંચુ, દાન, ચોક, છક, આઠુ, નવું અને સાતાના ગડીઆ અનુક્રમે શીખવવા. છક, આઠુ, નવુ અને સાતાના ગડીઆનાં પ્રથમ વીસ વીસ પલાખાં ચલાવી ગયા પછી બીજાં વીસ પલાખાં ચલાવવાથી સરળતા વિશેષ લાવી શકાશે. ગડીઆને સમજપૂર્વક લખતાં આવડયા છતાં, પલાખાં આવડવા માટે વિવિધ રીતીઓનો ઉપયોગ કરવો જોઇશે. જેમકે:—

( ૧ ) ગડીઆ અવળા લખાવવા તથા બોલાવવા.

( ૨ ) પલાખાં પૂછવાં તથા લખાવવાં.

( ૩ ) પલાખાંની સવાલવારી કરાવવી.

( ૪ ) આંક ઝડપથી બોલવાની તેમજ ઝડપથી લખવાની ટેવ પાડવી. અને તે ઘડિઆળ સામે રાખી ઓછામાં ઓછા વખતમાં કોણ બોલી જાય છે તથા લખી જાય છે તેની હરિફાઇ કરાવવી.

( ૫ ) નીચે જણાવેલા જેવો કોઠો ભરી લાવવા કહેવું:—

| × | ૫ | ૭ | ૮ | ૬ | ૯ | ૩ |
|---|---|---|---|---|---|---|
| ૧૫ | | | | | | |
| ૧૭ | | ૧૧૯ | | | | |
| ૨૭ | | | ૨૧૬ | | | |
| ૨૯ | | | | | | |
| ૩૯ | | | | | | |
| ૮ | | | | | | |

ઉપર પ્રમાણે આંક શીખવ્યા બાદ એકુ, દુ, તરી એ ક્રમે દાન સુધીનું પુનરાવર્તન કરી જવું. આ આંકમાં જુના આંક ચાળીસા સુધીના બધા આવી જશે. પછી શિક્ષકને જરૂર લાગે તો જુની રીતે ચાલીસા સુધીના આંક ચલાવી લેવા. શિક્ષકે આંક ચલાવવામાં થોડા પણ સારા કરાવવા તરફ ખાસ લક્ષ રાખવું. થોડા કરવાથી સારા થઇ શકશેજ. વધુ કરાવ્યા છતાં તે આવડશે નહિ તો તે શીખેલા નકામાજ છે. માટે થોડુ પણ સારૂ કેમ થાય તે તરફ શિક્ષકે અવશ્ય નજર રાખવી. આંક ચાલતી વખતે તેમાં ગુણાકાર છે એટલે આટલા ગણા છે તે વાત શિક્ષકે સમજાવી લેવાનું ચૂકવું નહિ. બીજું જેમ ભાષાના લેખનમાં શબ્દો છુટા પાડીએ છીએ તેમ, એકમ દશક સાથે, સોનો આંકડો જુદો,

હજાર દશહજાર સાથે, લાખ દશલાખ સાથે એમ લખવાની ટેવ પાડવી. જેમકેઃ— ૧૫ ૨૪ ૩ ૬૭.

દાન સુધીના ( જુના ચાલીસ સુધીના ) આંક ચાલે તે વખતે એકમ, દશક, સો, હજાર, દશહજાર વગેરે સ્થાનોની સમજ આપવા અને વસ્તુ સાથે સંખ્યા મંડાણુ શરૂ કરવા માટે નીચેની રીત છે. છોકરાઓ પાસે તેમને ઘેરથી ચચુકા મંગાવવા. તેમાંથી છોકરાં પાસે ગણાવીને દસ દસની નાની, સો સોની મોટી અને હજાર હજારની પણુ કોથળીઓ બાંધવી. અને એક કોથળીમાં છુટા ચચુકા રાખવા. હવે ૧ ૫ ૨૩ લખાવીએ તે વખતે હજારવાળી એક થેલી, સો વાળી પાંચ, દસવાળી બે અને ત્રણુ છુટા ચચુકા મૂકશે. એટલે ૩ ને એકમ ન કહેતાં પ્રથમ છુટા કહેતાં શીખવાડવું. પછીથી એકમ શબ્દ સહેલાઇથી શીખી જશે. બીજુ સંખ્યા લેખનનાં અઢાર સ્થાન છે તે એકદમ સાથે શીખવાડી ન દેવાં તેમજ બધાં પણુ શીખવાડી ન દેવાં. ધીરે ધીરે લાખ દસ લાખ સુધી શીખશે. એટલામાં તે બીજાં સ્થાનો સહેલાઇથી શીખી શકે તેવી શકિત પ્રાપ્ત કરશે. બીજુ શૂન્ય એટલે કંઇ નહિ તે સમજાવવું અને જે અંકસ્થાનનો અંક ન બોલાય તેની ખાલી જગ્યા બતાવવા શૂન્ય મૂકવાનું સમજાવવું. મોઢે બોલેલી અથવા શબ્દોમાં લખેલી સંખ્યા આંકડાઓમાં સહેલાઇથી લખી શકાશે, તેમજ આંકડાઓમાં લખેલી સંખ્યા મોઢે બોલી બતાવશે, પરંતુ આંકડાઓની સંખ્યા શબ્દોમાં લખવી એ મુશ્કેલ છે. માટે છોકરાંઓ ભાષામાં સ્પષ્ટ અને શુદ્ધ અક્ષરે લખે તે ઉપર શિક્ષકે અવશ્ય ધ્યાન આપવું અને સ્થાન પર-

ત્વે દરેક આંકડાની કિંમતમાં ફેરફાર હોય છે તે પણ સમજાવવા ચૂકવું નહિ. જેમકે ૨૫ અને ૫૨ માં પાંચડાની કિંમતમાં શો ફેર છે ? તેમજ ૯૯ માં દરેક નવડાની કિંમત પણ જાણે. આ બધી બાબતો એકી વખતે શીખવાડાય જ નહિ. બાળકોના શિક્ષકે એકી **વખતે એક જ વાત શીખવાડવી, બહુ શીખવાડવાનો લોભ બીલકુલ ન રાખવો. થોડું પણ પાકુ શીખવાનો આગ્રહ તો રાખવો જ.**

આંક સરવાળાથી શીખવાડેલા હશે એટલે વદી સિવાયના સરવાળા કરી શકશે. તે પછી વદીવાળા સરવાળા કરાવવા. વદી લેવાનું શીખવાડીએ તે વખતે છોકરાં ભૂલ ન કરે માટે નીચે મુજબ હિસાબ ગણાવરાવવા:—

| | | | |
|---|---|---|---|
| ૨ | ૧ | ૧ | વદી |
| ૩ | ૮ | ૫૬ | |
| ૫ | ૯ | ૭૪ | |
| | ૬ | ૫૮ | |
| ૧૦ | ૪ | ૮૮ | |

થોડા હિસાબ ગણ્યા પછી વદી લખવાનું બંધ કરાવી દેવું, જેથી સરવાળા ગણવાની પાકી રીત આવડી જશે. સાદી રકમોના સરવાળા આવડે એટલે વિશેષ રકમોના સરવાળા, અને ત્યારબાદ તેવા સરવાળાનો જવાબ શો હોઇ શકે તેવી જાતના ગણાવવા. પછી શબ્દોની રકમોવાળા અને બુદ્ધિના ઉપયોગવાળા હિસાબ ગણ-

વાના છે. વિશેષ રકમોના સરવાળા વખતે પાંચ ઘોડા અને બે રૂપીઆ મળી સરવાળો સાત ન થાય તે તરફ લક્ષ દોરવા ચૂકવું નહિ. એક વખત હિસાબ ગણ્યા પછી સ્લેટ મૂકી ન દેતાં બીજી વખત ગણીને જ મૂકવાની ટેવ પાડવી. બીજી વખત ગણતા પહેલાં વદીની હાર ભૂસી નાખવી. જો પ્રથમવાર ઉપરથી ગણી નીચે આવ્યો હોય તો નીચેથી ગણી ઉપર જાય અને તોપણ જવાબ તે જ આવે તો હિસાબ ખરો માની દેખાડે એવી ટેવ પાડવી. અને આવી રીતે ગણેલો હિસાબ ખોટો પડે જ નહિ એવો ભાવ વિદ્યાર્થીના મનમાં ઉત્પન્ન કરવો, જેથી તે ધીમે ધીમે પોતાનો હિસાબ ખરો છે કે ખોટો તે પારખી શકશે, અને પોતાની આવડમાં શ્રદ્ધા ઉત્પન્ન થશે.

સરવાળા પછી ગુણાકાર શીખવાડવા કારણ કે ગુણાકાર સરવાળા ઉપરથી નીકળેલા છે. તેવી જાતના હિસાબ આપ્યા છે. પ્રથમ એક આંકડે ગુણતાં આવડે એટલે બે આંકડે ગુણતાં શીખવાડવું અને તે વખતે આંકડો કાપવા કરતાં મીડું મૂકતાંજ શીખવાડવું કારણ કે મીંડું મૂકવાનું કારણ સમજાવવું તે આંકડો કાપવાના કારણને સમજાવવા કરતાં સહેલું છે. શૂન્યે ગુણીએ તો શૂન્ય આવે તે સમજાવવું, તેમજ વિશેષ સંખ્યાના ગુણાકારમાં ગુણ્ય જે જાતનો હોય તે જાતનો ગુણાકાર આવે એ વાત સમજાવવી રહી જવી ન જોઇએ. ગુણાકારનું ઉદાહરણઃ—

| | | | |
|---|---|---|---|
| | ૪ | ૪ | ૫૨ |
| | | × | ૭૮ |
| | ૩૫ | ૬ | ૧૬ |
| ૩ | ૧૧ | ૬ | ૪૦ |
| ૩ | ૪૭ | ૨ | ૫૬ |

ઉતરતી ભાંજણીમાં ગુણાકાર પાકા થાય છે, અને કોષ્ટકો શીખાય છે. દરરોજ સામાન્ય ઉપયોગમાં આવતાં કોષ્ટકો વાપરેલાં છે. ચોરસ માપ તથા ઘન માપનાં કોષ્ટકોનો યોગ્ય ઉપયોગ ક્ષેત્રફળ તથા ઘનફળના હિસાબોમાં જ છે તેથી તે ભાંજણીમાં નથી આપ્યાં. એટલે કોષ્ટકો સમજપૂર્વક શીખવાડવામાં મુશ્કેલી નહિ પડે, તેમજ તેનો ઉપયોગ વારંવાર થવાથી તે મનમાં રમી રહેશે. ઉતરતી ભાંજણી અને બીજી દરેક જાતના દાખલામાં એકમ, દશક, સો વગેરે સ્થાનોની સંખ્યાઓ શબ્દો છુટા પાડીએ છીએ તેમ લખવાની ટેવ એવી પાડવી કે જેથી ભવિષ્યમાં બાળકને ભૂલ ન પડે. ઉદાહરણ:—રૂા. ૮–૬–૩ પાઇની પાઇ કરો.

```
      ૮ રૂા.
   × ૧૬
  ---------
  ૧ ૨૮ આના
      ૬
  ---------
  ૧ ૩૪ આના        ૧ ૬ ૧૧ પાઇ જવાબ.
   × ૧૨
  ---------
 ૧ ૬ ૦૮ પાઇ
      ૩
  ---------
 ૧ ૬ ૧૧ પાઇ
```

બાળકો આટલે સુધી આવે છે તે મુદત દરમીયાન તેમણે અવળા આંક પણ કરેલા હોવાથી બાદબાકી કરવાની તથા સમજવાની શક્તિ તેમનામાં આવી જાય છે. એટલે પ્રથમ વદી વિનાની બાદ-

બાકી લેવી, અને પછી વદીવાળી બાદબાકી લેવી. વદી લઇને બાદ-બાકી કરવાની રીત પ્રચલીત છે તે પ્રમાણે શીખવાડવું, અથવા પુરક સરવાળાથી બાદબાકી કરવાની રીત છે તે પ્રમાણે શીખવાડવું. એક રીત પાકી થયા પછીજ બીજી રીત શીખવાડવી.

પુરક બાદબાકીનું ઉદાહરણઃ—

| |
|---|
| ૫ ૪૭ |
| ૩ ૬૮ |
| ૧ ૭૯ |

સાતમાંથી આઠ બાદ નહિ જાય માટે આઠમાં કયો આંકડો ઉમેરીએ તો છેલ્લો આંકડો સાત આવે. તે આંકડો નવ છે. માટે બાદબાકીમાં એકમમાં નવ મૂકવા. ૯+૮=૧૭ ની વદી એક ૭ દશકમાં ઉમેરીએ તો સાત દશક થાય. તેમાં સાત ઉમેરીએ તો ચૌદનો છેલ્લો અંક ચાર આવે. માટે બાદબાકીમાં દશકને સ્થાને સાત મૂકીએ. હવે ચૌદની વદી એક ત્રણમાં ઉમેરીએ તો ચાર થાય તે પાંચમાંથી બાદ જતાં બાકી એક રહે. બાદબાકીનો તાળો મેળ-વવા માટે આવેલો જવાબ અને બાદ કરેલી રકમનો સરવાળો કરી જોવો. જો તે આપેલી રકમની બરોબર થાય તો બાદબાકી ખરી છે એમ જાણવું. અથવા આવેલો જવાબ મૂળ રકમમાંથી બાદ કરવાથી જો બાદ કરેલી રકમ આવે તો પણ હિસાબ ખરો માનવો. તાળો મેળવવાની જરૂર પહેલી રીતમાં છે, પૂરક સરવાળાની રીતમાં તાળો સાથે સાથેજ મેળવી લેવાય છે, માટે તે રીત હંમેશાં હોંશીઆર છોકરાઓને જ શીખવવી.

બાદબાકી ઉપરથી ભાગાકાર શરૂ કરવા. જેમકે બાવીસમાંથી બે કેટલી વખત બાદ જાય. પંચાવનમાં પાંચ કેટલી વખત બાદ જાય. વગેરે દાખલા પ્રમાણે વસ્તુઓ સાથે રાખીને ભાગાકાર શરૂ કરવા. પછી એક આંકડાના, બે આંકડાના, ત્રણ આંકડાના વગેરે આપેલા ક્રમ પ્રમાણે ભાગાકાર ચલાવવા, અને ભાજ્ય ભાજક ભાગાકાર અને શેષ શું છે તે સમજાવવું. હિસાબ ગણવામાંજ શરૂઆતમાં ગુણ્ય, ગુણક, ભાજ્ય, ભાજક વગેરે શબ્દો જે તે રકમો સાથે લખવાથી તેના અર્થનો ભાસ મનમાં દાખલ થશે. ગુણાકાર, ભાગાકાર અને શેષ એ શબ્દોના અર્થ સહેલાઇથી સમજાશે, પણ ગુણ્ય, ભાજ્ય, ગુણક અને ભાજક નહિ સમજાય. માટે ગુણ્ય અને ભાજ્ય એટલે ગુણવાની અને ભાગવાની રકમો, અને ગુણક અને ભાજક એટલે ગુણનારી અને ભાગનારી રકમો એમ સમજાવવું. સાથે સાથે ગુણવાની અને ગુણનારી રકમ વચ્ચેનો તેમજ ભાગવાની અને ભાગનારી રકમો વચ્ચેનો તફાવત પણ દેખાડવો. જેથી ગુણ્ય, ગુણક, ભાજ્ય, ભાજક શું છે તે બરાબર સમજાશે.

ભાગાકરનો તાળો મેળવવા માટે ભાગાકાર અને ભાજકનો ગુણાકાર કરી શેષ ઉમેરી જોવી. જો ભાજ્ય આવે તો જવાબ ખરો જાણવો.

ભાગાકાર પછી ચઢતી ભાંજણી લેવી.

ભાગાકાર તથા ચઢતી ભાંજણીનાં ઉદાહરણ:—

```
૨૪) ૪ ૩૨ (૧૮
    ૨ ૪
    ----
    ૧ ૯૨
    ૧ ૯૨
    ----
    ૦ ૦૦        જવાબ ૧૮
```

૭ ૫૦ પાઇના રૂપીઆ. આના, પાઇ કરો.

```
પાઇ                              આના
૧૨) ૭ ૫૦ (૬૨ આના.               ૧૬) ૬૨ (૩ રૂપીઆ.
    ૭ ૨                              ૪૮
    ---                              -------
     ૩૦                              ૧૪ આના
     ૨૪                         રૂ. ૩–૧૪–૬ પાઇ જવાબ.
     --
      ૬
```

ત્યાર બાદ વિવિધ સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર એ અનુક્રમે શીખવાડવા. ત્યાર પછી આપેલા પરચુરણ દાખલાઓનો ઉપયોગ કરવાથી ચાર સાદી રીતો, તથા કોષ્ટકો અને તેનો ઉપયોગ બરોબર શીખાશે. વિવિધ અંકે ભાગવાનું આ વખતે શીખવાડવું એ બોજો લાદવા જેવું છે, અને ભવિષ્યમાં વગર શીખવાડે પણ તે આવડી શકે તેમ છે એટલે તેને છોડી દીધું છે. શિક્ષકે સામાન્ય રીતે પોતાના આગળ એક સૂત્ર ખડુ રાખવું કે વિદ્યાર્થી જે પૂછે તેનો ધીમે રહીને ચ્હીડવાઇ ગયા સિવાય જવાબ આપવો. અને તે જ્યાં સુધી સમજ ન પડે ત્યાં સુધી

**બાળકના પ્રયત્ન તરફ દિલસોજી રાખીને સમજાવવું. પચીશ વખત પૂછે તો તેનો જવાબ પચીસ વખત દેવો. પરંતુ શિક્ષકે ધીરજ ખોવી નહિ.**

આણુપાણુના આંકનો ક્રમઃ—અડધા, દોઢા, અઢીઆ, પાયા, સવાયા, અને પોણા–આ પ્રમાણે રાખ્યો હશે તો સરળતા આવશે. પાયા, સવાયા અને પોણા શીખવાડતી વખતે અડધા, અઢીઆ અને દોઢાનાં અનુક્રમે તે અર્ધ છે તે સમજાવવું. વળી આ આંક શીખવાડતાંજ પાણોના સરવાળા થઇ જાય છે એટલે આણુપાણુની સંખ્યાના મંડાણ વખતે થોડું કરવાનું રહે છે. પોણીસો, પોણોસો, સો અને પોણો, પોણી ચારસો વગેરે સમજાવવાનું રહે છે. ત્યાર બાદ આણુપાણુના સરવાળા અને બાદબાકી તો રમતાં રમતાં થઇ જશે. આણુપાણુ એ દેશી રીત છે, અને વ્યવહારમાં તે દેશી કોષ્ટકોમાંજ વપરાય છે તેથી તેના વિલાયતના કોષ્ટકના હિસાબ નથી આપ્યા. આણપાણુના ગુણાકારમાં સાદી સંખ્યાએ ગુણવાનું થઇ શકે છે. પાણે ગુણવાનું અને આના કે ઉપઆનાએ ગુણવાનું તો ઘણુંજ અટપટુ છે. તે સમજવાની શકિત આ વયે બાળકમાં નહિ હોવાથી તે છોડી દેવાના છે. આણુપાણુના ભાગાકાર પણ તેજ કારણે મૂકી દીધા છે.

**એકમની રીત શરૂ કરવામાં શિક્ષકે વિચારપૂર્વક કામ લેવાનું છે. તે રીત બરાબર આવડે તો ત્રિરાશિ અને આખું ગણિત આવડી શકે છે. અને ન આવડે તો જીંદગીભર ગણિતના વિષયમાં બાથોડીઆંજ મારવાં પડે છે. તેથી ક્રમસર નીચે જણાવેલા દાખલા**

કરેલા છે. શિક્ષકે તે બરાબર સમજવા. અને એક રીત ઉપરથી બીજી અને તેમાંથી ત્રીજી એમ આપેલાં ઉદાહરણની રીતમાં કેવી રીતે દાખલ થવાય છે તે જાણી લેવું. પછી બાળકને પહેલા હિસાબની રીત શીખવાડવી. ત્યાંથી તેને ગણવા માટે છૂટો મૂકવો. તે કાળજીપૂર્વક કામ કરનાર હશે તો સહેલાઇથી આપોઆપ બીજી અને તેમાંથી ત્રીજી રીતમાં જાણ્યા સિવાય ઉતરી પડશે. એમ સમ કે વ્યસ્ત શબ્દો જાણ્યા સિવાય પણ તેવી જાતના હિસાબ કરી શકવા તે સમર્થ થશે, અને જાતે આગળ વધ્યે જશે. બીજા વિદ્યાર્થીઓ માટે શિક્ષકે કાળજીપૂર્વક કામ લેવું જોઇશે. અને રકમ સમજ્યા સિવાય હિસાબ ન ગણે તે તરફ ખાસ નજર રાખવી જોઇશે.

ઉદાહરણ ૧ લું:—૧ પૈસાની ૫ પેન તો ૭ પૈસાની કેટલી?

૧ પૈસાની ૫ પેન મળે
તો ૭ ,, ૩૫ પેન મળે.

એમ એક પૈસા કરતાં જેટલા ગણા પૈસા લઇએ તો એક પૈસાની જેટલી પેન મળતી હોય તેના કરતાં તેટલા ગણી મળે.

ઉદાહરણ ૨ જું:—૩ પૈસાની ૧૨ પેન મળે તો ૧ પૈસાની કેટલી?

૩ પૈસાની ૧૨ પેન મળે
તો ૧ ,, ૪ પેન મળે.

પહેલા ઉદાહરણમાં ગુણ્યાનો સંબંધ છે, અને બીજામાં ભાગ્યાનો સંબંધ છે. પહેલામાં એકના ઉપરથી વધારેનું કાઢવાનું છે. બીજામાં વધારેના ઉપરથી એકનું કાઢવાનું છે.

ઉદાહરણ ૩ જુઃ—૩ પૈસાની ૧૨ પેન મળે તો ૫ પૈસાની કેટલી ?

| | | | | |
|---|---|---|---|---|
| | ૩ પૈસાની | ૧૨ | પેન | મળે |
| તો ૧ | ,, | ૪ | ,, | ,, |
| તો ૫ | ,, | ૨૦ | ,, | ,, |

આમાં પહેલાં બે ઉદાહરણમાં જણાવેલી બન્ને રીતોનું મિશ્રણ છે. પ્રથમ ભાગવાની અને પછી ગુણવાની રીતનો ઉપયોગ છે. આ અને આવા બીજા બધા હિસાબો પ્રથમ એક ઉપર ગયા પછીથીજ થઇ શકે છે માટે આ રીતને એકમની રીત કહી છે.

ઉદાહરણ ૪ થુઃ—૫ પૈસાની ૨૦ પેન તો ૨૫ પૈસાની કેટલી ?

| | | | |
|---|---|---|---|
| | ૫ પૈસાની | ૨૦ | પેન |
| તો ૧ | ,, | ૪ | ,, |
| તો ૨૫ | ,, | ૧૦૦ | ,, |

અથવા

૫ પૈસાની ૨૦ પેન
તો ૨૫ ,, ૧૦૦ પેન
કારણ કે ૨૫ પૈસા, ૫ પૈસા કરતાં ૫ ગણા છે માટે પેનો ૨૦ થી પાંચગણી એટલે ૧૦૦ આવે.

આ બીજી રીત વાપરવી કે નહિ તે આ હિસાબમાં મરજીયાત છે. પણ પછીના હિસાબમાં તે ફરજીઆત બને છે. એટલે તે રીત શીખવાની છે.

ઉદાહરણ ૫ મુઃ—૩ પૈસાની ૧૭ પેન તો ૧૨ પૈસાની કેટલી ?

| | |
|---|---|
| ૩ પૈસાની ૧૭ પેન<br>તો ૧૨ ,, ૬૮ પેન | પૈસા ચાર ગણા હોવાથી પેન ચાર ગણી મળશે. |

આમાં એક પૈસાની કાઢી શકાશે નહિ. એટલે જેટલા ગણા પૈસા તેટલા ગણો માલ, અથવા જેટલા ગણો માલ તેટલા ગણા પૈસા એ વાત સમજાવવી.

ઉદાહરણ ૬ ઠું:—૬૩ પેનના ૭ પૈસા પડે તો ૨૧ પૈસાની કેટલી ?

| | |
|---|---|
| ૭ પૈસાની ૬૩ પેન<br>તો ૧ ,, ૯ ,,<br>તો ૨૧ ,, ૧ ૦૮ ,, | આ અને ૩જુ બન્ને ઉદાહરણો સરખાં છે. ફેર માત્ર રકમ ઉલટી લખી છે તેમાં જ છે. |

ઉદાહરણ ૭ મું:—૭ ટોપીના રૂ. ૩ાા પડે તો ૧૯ ટોપીનું શું ?

| | |
|---|---|
| ૭ ટોપીના રૂ. ૩ાા<br>તો ૧ ,, રૂ. ૦ાા<br>૧૯ ,, રૂ. ૯ાા | આમાં આણુપાણુના આંકનો ઉપયોગ છે. |

ઉદાહરણ ૮ મું:—રૂ. ૧ાા ની ૭ ચોપડીઓ મળે તો રૂ. ૫ ની કેટલી ?

| | |
|---|---|
| ૭ ચોપડીઓના રૂ. ૧ાા<br>તો ૧ ,, રૂ. ૦ા<br>૪ ,, રૂ. ૧<br>૨૦ ,, રૂ. ૫ | આ હિસાબ સાતમા જેવો પણ ઉલટી રીતે લખેલો છે. |

નીચેનું ઉદાહરણ સમજાવવા માટે પ્રથમ ચારસો કાંકરાનો ઢગલો કરાવવો. ત્યાંથી બીજી જગ્યાએ તે કાંકરાને લઇ જવાનું બે છોકરાંઓને કહેવું. દરેક ફેરે દરેક વિદ્યાર્થી પાંચ કાંકરા લઇ જાય એમ રાખવું. તેમ કરતાં કેટલો વખત જાય છે તે ઘડીઆળમાં જોઇ નોંધવો. ત્યાર બાદ ચાર છોકરાઓને તે કામ તેવી રીતે કરવાનું સોંપવું. અને તેમને કેટલો વખત લાગે છે તે નોંધવો. પહેલાંના કરતાં લગભગ અડધો વખત લાગશે. ત્યાર બાદ ૭ છોકરાઓ પાસે તે કામ કરાવવું અને વખત લાગે તે નોંધવો. વળી આઠ છોકરાઓ પાસે કામ કરાવી તેમણે લીધેલો વખત પણ નોંધવો. આ પ્રમાણે નોંધેલા વખત ઉપરથી દેખાડવું કે છોકરાઓ બમણા થાય. તો વખત અડધો થાય છે છોકરાઓ ત્રમણા થાય તો વખત ત્રીજા ભાગ જેટલો લાગે છે. આવી રીતે પ્રયોગ કરી દેખાડયા પછી નીચેનું ઉદાહરણ શીખવાડવું:—

ઉદાહરણ ૯ મું:—૪ ખેડુત એક ખેતર ૭ દિવસમાં લણી રહે તો ૧ ખેડુત તે જ ખેતર કેટલા દિવસમાં લણી રહે ?

૪ ખેડુત ૧ દિવસમાં જેટલું કામ કરે તેટલું કામ
૧ ,, ૪ ,, કરે તો
૪ ,, ૨ ,, જેટલુ કામ કરે તેટલુ કામ
૧ ,, ૮ ,, કરે. અને તેવી જ રીતે
૪ ,, ૭ ,, જેટલુ કામ કરે તેટલુ કામ
૧ ,, ૨૮ ,, કરે.

આ રીતે વ્યસ્ત ત્રિરાશિના હિસાબની શરૂઆત કરવાથી તે અઘરા નહિ લાગે.

ઉદાહરણ ૧૦ મું:—૭ ખેડુત એક ખેતર ૪ દિવસમાં લણી રહે તો ૧૪ ખેડુત કેટલા દિવસમાં લણી રહે

૭ ખેડુત ૪ દિવસમાં લણી રહે.

તો ૧ " ૨૮ " " "

તો ૧૪ " ૨ " " "

આ રીતથી ત્રિરાશિનાં પદ મૂકયા સિવાય વ્યસ્ત ત્રિરાશિના હિસાબ થઇ શકશે.

ઉદાહરણ ૧૧ મું:—એક ખેતર ૭ દિવસમાં લણવાને ૪ મજુર જોઇએ તો ૧ દિવસમાં લણવાને કેટલા મજુર જોઇએ ?

૭ દિવસ સુધી ૪ મજુર જેટલુ કામ કરે તેટલુ કામ ૧ દિવસમાં ૨૮ મજુર કરી શકે.

ઉદાહરણ ૯ માં એક માણસને કામ કરવાને કેટલો વખત લાગે અને આ હિસાબમાં એક દિવસમાં તે જ કામ કરવાને કેટલા મજુર જોઇએ એ કાઢવાનું છે. થોડા વખતમાં કામ કરવું હોય તો વધારે માણસ જોઇએ અને થોડા માણસો હોય તો વધારે દિવસ લાગે એ વાત બાળકો સહેલાઇથી સમજી શકશે. આ બન્ને હિસાબની સરખામણી કરીને એક વાત એ પણ સમજાવાય કે એક દિવસમાં કામ કરી નાખવા ૨૮ મજુર જોઇએ અથવા એક મજુરે ૨૮ દિવસ સુધી કામ કરવું જોઇએ.

ઉદાહરણ ૧૨ મું:—એક ખેતર ૧૮ દિવસમાં ૬ મજુર લણી રહે છે તો ૨૭ દિવસમાં લણી રહેવા માટે કેટલા મજુર જોઇએ ?

૧૮ દિવસમાં લણી રહેવા માટે ૬ મજુર જોઇએ
તો ૧ „ „ „ „ ૧૦૮ „ „
તો ૨૭ „ „ „ „ ૪ „ „

આ હિસાબ એ ઉપરના હિસાબથી ચઢતું પગથીયું છે. અને ઉપર જણાવેલી રીતે સમજાવી શકાય તેવો છે.

ઉદાહરણ ૧૩ મું:—૮ ખેડુત એક ખેતર ૧૬ દિવસમાં લણી રહે તો ૪ ખેડુત કેટલા દિવસમાં લણી રહે ?

૮ ખેડુત ૧૬ દિવસમાં લણી રહે
તો ૧ „ ૧૨૮ „ „ „
તો ૪ „ ૩૨ „ „ „

આ અને દશમા હિસાબને સરખાવીને શિક્ષક દેખાડી શકશે કે માણસ જે પ્રમાણમાં વધે છે અથવા ઘટે છે તે પ્રમાણમાં દિવસ ઘટે છે અથવા વધે છે.

ઉદાહરણ ૧૪ મું:—એક ખેતર ૨૦ દિવસમાં ૫ મજુર લણી રહે તો ૪ દિવસમાં લણી રહેવા માટે કેટલા મજુર જોઇએ ?

૨૦ દિવસમાં લણી રહેવા ૫ મજુર જોઇએ.
તો ૧ „ „ „ ૧૦૦ „ „
તો ૪ „ „ „ ૨૫ „ „

આ હિસાબને બારમા હિસાબ સાથે સરખાવીને માણસ બમણાં

થાય તો દિવસ અડધા લાગે એ પ્રમાણ ૧૩ મા હિસાબની માફક સમજાવી શકાશે.

ગણિતના પ્રકરણમાં દરેક રીતના બેથી પાંચ હિસાબ આપ્યા છે. સાથે અસંભવિત હિસાબ પણ આપ્યા છે જેથી વિદ્યાર્થીને બરોબર ખબર પડે.

અવયવ, લઘુતમ સાધારણ ભાજ્ય, અને દૃઢભાજકની બીજ ગણિતમાં ખાસ જરૂર પડે છે. તે વખતે તેમને સમજવાં બહુ મુશ્કેલ ન પડે, અને ગણિતમાં તે જાણવાથી ઘણી સરળતા આવી શકે છે માટે તેમને શીખવાડવાની જરૂર છે.

પ્રથમ વિભાજ્ય અને અવિભાજ્ય સંખ્યા એ શું છે તે દાખલા આપી સમજાવવું. અને તેવી સંખ્યાઓ તેમની પાસે શોધી કઢાવવી. પછી અવયવ એટલે શું તે સમજાવવું.

જેમકેઃ—૧૨=૪×૩=૨×૨×૩=૬×૨. અવયવોને ગુણાકારનોજ સંબંધ હોઇ શકે, સરવાળાનો નહિ એ વાત પાકી રીતે ઠસાવવી જોઇએ. અને તે માટે ભાગ અને અવયવની સરખામણી કરી દેખાડવું. જેમકે ૧૨ ના ભાગ ૭ અને ૫, ૬ અને ૬, ૪ અને ૮, ૩ ને ૯ વગેરે. અવયવ એટલે શું તે બરોબર સમજાય એટલે અવિભાજ્ય અવયવ એટલે શું તે સમજાવવું. જેમકે ૧૩×૬ એ ૭૮ ના અવયવ દેખાડે છે. પણ તે વિભાજ્ય છે. જ્યારે ૧૩×૩×૨ એ ૭૮ ના અવિભાજ્ય અવયવ દેખાડે છે. અવિભાજ્ય અવયવ પાડવાના થોડા દાખલા ગણ્યા પછી અવયવ પાડવાના સામાન્ય નિયમો જે આ સાથે આપેલા છે તે શિક્ષકે વિદ્યાર્થી પાસે કઢાવવા અને

તેની નોંધપોથીમાં નોંધાવવા. અવિભાજ્ય અવયવ પાડવાના દાખલા નીચે જણાવેલી રીતે ગણવાની ટેવ પાડવી. જેથી અવયવ શબ્દનો અર્થ ચોકકસ રીતે તેના મગજમાં ઠસી જશેઃ—

| | | |
|---|---|---|
| ૨ | ૫ ૭૬ | ૫ ૭૬=૨×૨ ૮૮ |
| ૨ | ૨ ૮૮ | =૨×૨×૧ ૪૪ |
| ૨ | ૧ ૪૪ | =૨×૨×૨×૭૨ |
| ૨ | ૭૨ | =૨×૨×૨×૨×૩૬ |
| ૨ | ૩૬ | =૨×૨×૨×૨×૨×૧૮ |
| ૨ | ૧૮ | =૨×૨×૨×૨×૨×૨×૯ |
| ૩ | ૯ | =૨×૨×૨×૨×૨×૨×૩×૩ |
| ૩ | ૩ | |
| | ૧ | |

ભાગાકારની રીતની સાથે અવયવ દેખાડવાની આ નવી રીતથી અવયવ શબ્દનો અર્થ બરોબર મગજમાં ઠસી જશે.

પછીથી દૃઢભાજક એ શું છે તે સમજાવવું. તે માટે પ્રથમ આપેલી સંખ્યાઓના ભાજક કઢાવવા. અને તેમાંથી સાધારણ ભાજક કયા છે તે શોધાવવા. અને તે પૈકી ગુરૂતમ અથવા મોટામાં મોટો સાધારણ ભાજક કયો છે તે શોધાવવો. આને દૃઢભાજક કહે છે. આ રીતથી અવિભાજ્ય અવયવ પાડી દૃઢભાજક શોધી કાઢાડતાં

સમજપૂર્વક આવડશે. ત્યાર બાદ ભાગાકારની રીતે દઢભાજક શોધી કહાડતાં શીખવાડવું. પછીથી લઘુતમ સાધારણ ભાજ્યની રીત શરૂ કરવી તે માટે આપેલી રકમોના પ્રથમ ભાજ્ય શોધાવવા. ભાજ્ય એ ગુણાકારની રકમોજ આવશે. ત્યાર બાદ સાધારણ ભાજ્યો જુદા કઢાવવા. અને તે પૈકી નાનામાં નાનો ( લઘુતમ ) સાધારણ ભાજ્ય ખોળાવવો. તે એકજ હશે. અને તે લઘુતમ સાધારણ ભાજ્ય કહેવાય છે એમ જણાવવું. આ રીતથી અવિભાજ્ય અવયવ પાડીને લઘુતમ સાધારણ ભાજ્ય શોધી કહાડવાનું બાળકોને બરોબર સમજાશે. ત્યાર બાદ ટુંકી પ્રચલીત રીતે હિસાબ ગણતાં શીખવાડવા. ઉદાહરણઃ—

૨૨, ૨૫, ૩૪, ૪૫ અને ૩૩ નો લઘુતમ સાધારણ ભાજ્ય કાઢો.

| | |
|---|---|
| ૨ | ૨૨–૨૫–૩૪–૪૫–૩૩ |
| ૧૧ | ૧૧–૨૫–૧૭–૪૫–૩૩ |
| ૫ | ૧–૨૫–૧૭–૪૫– ૩ |
| ૫ | ૧– ૫–૧૭– ૯– ૩ |
| ૧૭ | ૧– ૧–૧૭– ૯– ૩ |
| ૩ | ૧– ૧– ૧– ૯– ૩ |
| ૩ | ૧– ૧– ૧– ૩– ૧ |
| | ૧– ૧– ૧– ૧– ૧ |

૨×૧૧×૫×૫×૧૭×૩×૩=૮૪૧૫૦ જવાબઃ- ૮૪૧૫૦

આણુપાણુ શીખેલા હોવાથી સામાન્ય અપૂર્ણાંકની શરૂઆત તેના ઉપરથી કરવી. જેમકે ૦। એટલે એકનો ચોથોભાગ અર્થાત એકના ચાર ભાગ કરી તેમાંથી એક ભાગ લઇએ. તે સામાન્ય અપૂર્ણાંકમાં $\frac{૧}{૪}$ એમ લખાય છે. નીચે એકના જેટલા ભાગ કર્યાં હોય તે લખાય છે. અને તે ભાગોમાંથી જેટલા ભાગ લઇએ તે ઉપર લખાય છે. ઉપરનાને અંશ અને નીચેનાને છેદ કહે છે. દાખલા તરિકે એકના ચાર ભાગ કરી તેમાંથી ત્રણ ભાગ લઇએ તો $\frac{૩}{૪}$ એમ લખાય. આણુપાણુમાં લખવું હોય તો આપણે ০।।। લખીએ છીએ. તેવીજ રીતે ০।। લખવું હોય તો $\frac{૨}{૪}$ એમ લખી શકાય. કારણકે એકના ચાર ભાગ કરી તે પૈકી બે ભાગ લીધા. એનો અર્થ એ પણ ખરો કે એકના બે ભાગ કરી તે પૈકી એક ભાગ લઇએ એટલે $\frac{૧}{૨}$ લખીએ તે પણ ખરૂં છે. સામાન્ય અપૂર્ણાંકમાં $\frac{૨}{૪}$ ને બદલે $\frac{૧}{૨}$ લખાય છે. એટલે આપણે તે વાપરીશું. અને જેટલા પૂર્ણાંક હશે તે જેમ પાણુ પહેલાં લખાય છે તેમ લખીશું. દાખલા તરિકે ૧ ০૨।।= ૧ ০૨$\frac{૧}{૨}$. આમ આણુપાણુમાંથી સામાન્ય અપૂર્ણાંકમાં અને સામાન્ય અપૂર્ણાંકમાંથી આણુપાણુમાં લાવવાના હિસાબ ગણી શકાશે. ત્યાર બાદ કોઇ પણ વસ્તુના ચાર કરતાં વધારે ઓછી ભાગ કરીએ અને તેમાંથી જેટલા ભાગ લઇએ તે નીચે જણાવ્યા પ્રમાણે દર્શાવાય:—એક વસ્તુના પાંચ ભાગ કરી તે પૈકી બે ભાગ લઇએ તો $\frac{૨}{૫}$ વસ્તુ લીધી એમ કહેવાય. એક વસ્તુના સાત ભાગ કરી તેમાંથી ત્રણ ભાગ લઇએ તો $\frac{૩}{૭}$ વસ્તુ લીધી એમ કહેવાય અને લખાય.* તેવી રીતના હિસાબ ગણાવવા. ત્યાર બાદ એક માણસને પાંચ

* સંખ્યા વાચનની પેઠે અપૂર્ણાંકનું પણ વાચન કરાવવું.

આખી વસ્તુઓ અને છઠ્ઠી વસ્તુનો ત્રીજો ભાગ મળ્યો હોય તો તે કેમ લખાય તે દેખાડવું. જેમકે $૫\frac{૧}{૩}$. અને તેવી જાતના દાખલા ગણ્યા પછી નીચેની રીત શીખવાડવી:—

૨૭ વસ્તુના પાંચ ભાગ પાડીએ તો એક વસ્તુનો જેમ પાંચમો ભાગ લખતા તેમ પાંચમો ભાગ $\frac{૨૭}{૫}$ લખાય. તેવી રીતે ૧૯ વસ્તુના ચાર ભાગ પાડીએ તો એક ભાગ $\frac{૧૯}{૪}$ લખાય. હવે ૧૯ વસ્તુના ચાર ભાગ પાડતાં એક ભાગે ચાર આખી વસ્તુઓ અને અને બાકીની ત્રણ વસ્તુઓનો ચોથો ભાગ એટલે $\frac{૩}{૪}$ આવે. તેથી એક ભાગ $૪\frac{૩}{૪}$ થયો. એટલે $\frac{૧૯}{૪}=૪\frac{૩}{૪}$ થયા. આવી રીતે ગમે તેટલી વસ્તુઓના ગમે તેટલા ભાગ પાડીએ તો એક ભાગે કેટલા આવે તે આપણે પૂર્ણાંક કાઢી જોઇ શકીએ. તે આવડે એટલે પછી $૪\frac{૩}{૪}$ એક ભાગે આવે તો મૂળ ૧૯ વસ્તુના ભાગ પડયા હશે તે તેનું અશુદ્ધ અપૂર્ણાંક કરવાથી ઝટ જાણી શકીએ. તેવી જાતના દાખલા ગણ્યા પછી આપણે ચોક્કસ રીતે એ વાત સમજાવી શકીએ કે એક અથવા વધારે વસ્તુના જે ભાગ પાડયા હોય તો ભાગ છેદથી દેખાડાય અને વસ્તુ અંશથી દેખાડાય. અથવા આ જ વાત બીજી રીતે પણ કહી શકાય કે એક વસ્તુના છેદ જેટલા ભાગ પાડી એક ભાગ અંશમાં દેખાડેલી વાર લીધો છે. દાખલો:—

$\frac{૧૯}{૪}$ માં એક વસ્તુના ચાર ભાગ પાડી, એક ભાગ એટલે $\frac{૧}{૪}$, ૧૯ વખત લીધો છે. આમ અપૂર્ણાંક બે રીતે સમજાવી શકાય ( ૧ ) અપૂર્ણાંકનો છેદ તે આખી એક વસ્તુના કેટલા સરખા ભાગ થયા છે તે દેખાડે છે, ને અંશ તે ભાગોમાંના કેટલા ભાગ લીધા તે બતાવે છે. ( ૨ ) અપૂર્ણાંકનો અંશ તે આખી કેટલી વસ્તુઓ

વહેંચવી છે તે દેખાડે છે ને છેદ તે વસ્તુઓ કેટલા સરખા ભાગોમાં વહેંચવી છે તે દેખાડે છે.

હવે નવી રીત શરૂ કરતી વખતે દરેક વિદ્યાર્થીને સરખી લંબાઇની ચાર કાગળની પટીઓ આપવી. પહેલીના બે, બીજીના ચાર, ત્રીજીના આઠ, ચોથીના સોળ સરખા ભાગ થાય એમ વળાવવી. પછી દરેક પટી ઉપર નીચે દેખાડેલી આકૃતિમાં જણાવ્યા મુજબ અપૂર્ણાંકની કિંમત લખાવવી.



ત્યાર બાદ બધી પટીઓને આકૃતિમાં બતાવ્યા પ્રમાણે એક નીચે એક એમ ગોઠવાવી કઢાવવું કે જેથી

$$\frac{૧}{૨}=\frac{૨}{૪}=\frac{૪}{૮}=\frac{૮}{૧૬}$$ દેખાઇ આવે.

$$\frac{૧}{૨}=\frac{૧\times૨}{૨\times૨}=\frac{૨}{૪},\quad \frac{૧}{૨}=\frac{૧\times૪}{૨\times૪}=\frac{૪}{૮},\quad \frac{૧}{૨}=\frac{૧\times૮}{૨\times૮}=\frac{૮}{૧૬}$$

અને

$$\frac{૨}{૪}=\frac{૨\div૨}{૪\div૨}=\frac{૧}{૨},\quad \frac{૪}{૮}=\frac{૪\div૪}{૮\div૪}=\frac{૧}{૨},\quad \frac{૮}{૧૬}=\frac{૮\div૮}{૧૬\div૮}=\frac{૧}{૨}$$

આ ઉપરથી સમજાવવું કે કોઇ પણ અપૂર્ણાંકના અંશ તથા છેદ બન્નેને એકજ સંખ્યાએ ગુણીએ કે ભાગીએ તો તેની કિંમતમાં ફેર પડતો નથી.

તેથી કોઇ પણ અપૂર્ણાંકને તેની કિંમતમાં ફેરફાર કર્યા સિવાય તેના અંશ કે છેદમાં તેમનો ભાજ્ય આવે તેવા રૂપમાં આણી શકાય છે, તે દેખાડવું. જેમકે $\frac{૧}{૩}$ એ $\frac{૭}{૨૧}$ ની બરાબર છે તે છેદ ઉડાડી, એટલે અંશ અને છેદને સરખી રકમ ૭ વડે ભાગી દેખાડવું. એ રીતે અપૂર્ણાંકનું સંક્ષેપ રૂપ શીખવાડયા બાદ બધી રકમોના છેદનો લઘુતમ સાધારણ ભાજ્ય કાઢી સમચ્છેદ કરવાનું શીખવાડવું. કારણ કે સમચ્છેદ વિના નાની કે મોટી કયી એ દેખી શકાય નહિ. સરખા છેદ થયા પછી મોટી કયી અને નાની કયી એ અંશ જોઇને

તૂર્ત કહી શકાય. કારણ કે સમચ્છેદ કરવાથી દરેકના ભાગ સરખા પડયા તે પૈકી એકમાંથી કેટલા ભાગ લીધા, અને બીજામાંથી કેટલા ભાગ લીધા એ અંશ જોવાથી તૂર્ત જણાય. અને તેથી નાનો કે મોટો ભાગ તૂર્ત કહી શકાય. તેમજ અપૂર્ણાંક કે અપૂર્ણાંકના સરવાળા બાદબાકીમાં કરવામાં પણ છેદ સરખા કર્યા હોય તોજ ગણી શકાય. તે સમજાવા માટે બાળકને પ્રથમ નીચેનો હિસાબ આપવો:— $\frac{૨}{૩}+\frac{૩}{૫}$. તે સરવાળો $\frac{૫}{૮}$ કરી લાવે ત્યારબાદ કાગળની પટીઓ વડે સિદ્ધ કરી દેખાડવું કે તે ખોટું છે. અને ત્યાર પછી કહેવું કે છેદ સરખા કર્યા સિવાય સરવાળા બાદબાકી ન થઇ શકે. કારણ કે $\frac{૧}{૨}+\frac{૧}{૩}$. તેમાં $\frac{૧}{૨}=\frac{૩}{૬}$ અને $\frac{૧}{૩}=\frac{૨}{૬}$. હવે બન્નેના છેદ સરખા થયા એટલે બન્ને સરખા મહત્વના થવાથી સરવાળો $\frac{૫}{૬}$ ઝટ જાણી શકાય. પછી સરવાળા બાદબાકી ઘણી રકમોની એકી સાથે એક હિસાબમાં થઇ શકે તે પણ દેખાડવું. છેદ સરખા કરી, જે રકમો પહેલાં વત્તાની નિશાની હોય તેના અંશનો સરવાળો કરવો અને ઓછાની નિશાની વાળી રકમોના અંશનો સરવાળો કરવો. પછી વત્તાના સરવાળામાંથી ઓછાનો સરવાળો બાદ કરવો. મિશ્ર અપૂર્ણાંકના હિસાબોમાં બાળકો તેનું અશુદ્ધ અપૂર્ણાંકનું રૂપ કરીને હિસાબ ન ગણે, પરંતુ પૂર્ણાંક અને અપૂર્ણાંકની સરવાળા બાદબાકી જુદી જુદીજ કરે તેવી ટેવ પાડવાથી તેમનું ઘણું કામ સરળ થશે.

કૌંસમાં આવેલી રકમો એક સંપ દેખાડે છે માટે કૌંસમાં મૂકેલી રકમો વચ્ચે જે ચિહ્ન હોય તેમાં દર્શાવેલી ક્રિયા પહેલી કરી લેવી. અને ત્યાર પછીથી કૌંસની બહારના ચિહ્નનો ઉપયોગ કરવો

અપૂર્ણાંકના ગુણાકાર માટે સઘળા અંશનો ગુણાકાર તે ગુણાકારનો અંશ, અને છેદનો ગુણાકાર તે ગુણાકારનો છેદ, આ નિયમ દેખાડવો. જે જવાબ આવે તેને અતિ સંક્ષેપ રૂપમાં લાવવા માટે અંશ અને છેદમાં સાધારણ અવયવ હોય તે કાઢી નાખવા.

અપૂર્ણાંકે અપૂર્ણાંકનો ભાગાકાર કરવો એટલેકે $\frac{૩}{૪}$ ને $\frac{૨}{૩}$ વડે ભાગવામાં અર્થ એટલોજ છે કે $\frac{૨}{૩}$ ને કયા અપૂર્ણાંકે ગુણીએ તો જવાબ $\frac{૩}{૪}$ આવે ? જેમકે ૨૮ ને ૭ વડે ભાગવા એટલે ૭ ને કેટલાએ ગુણીએ તો ૨૮ આવે. અને તેટલા માટે જેટલા વડે ભાગવાના હોય તેને ઉલટાવી નાખી આપેલા ભાજ્યને ગુણવા. એટલે ભાજકનો અંશ તે નવો છેદ અને છેદ તે નવો અંશ કરી તે નવા બનેલા ભાજકના અપૂર્ણાંક વડે ભાજ્યને ગુણવા. ગુણતાં અંશ છેદનો સંક્ષેપ જાય તો કાઢવો.

હવે અપૂર્ણાંકના છેદમાં પૂર્ણાંક કે અપૂર્ણાંક હોય તેનો અર્થ પણ ભાજ્ય છે એ સમજાવી શકશે કારણ કે અંશને છેદ હમેશાં ભાગે છે જ.

અપૂર્ણાંકના ગુણવાના અને ભાગવાના નિયમો સમજવા એ બાળકો માટે બહુ અઘરૂં કામ છે, પણ તેનો ઉપયોગ ત્રિરાશી વગેરેના હિસાબોમાં થતો હોવાથી તેને મૂકી દઇ શકાય નહિ તેમજ તે નિયમોનો ઉપયોગ કરવો એ સહેલું છે. તેથી બાળકો નિયમો જાણે, અને તેનો ઉપયોગ કરી જાણે એટલું પૂરતું છે.

અપૂર્ણાંકના દાખલાઓમાં સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, કૌંસ એ ચિહ્નો વાપરવામાં આવ્યાં હોય તો તે દાખલા કરવામાં નીચેના નિયમો ધ્યાનમાં રખાવવા.

( ૧ ) " ના ,, એ ચિન્હથી જોડાયલી રકમો એકજ રકમ લેખે ગણી તેમનો ગુણાકાર પહેલો કરવો. એજ પ્રમાણે કૌંસમાં મૂકેલી રકમો પણ એકજ ગણી તેમની વચ્ચેનાં ચિહ્નો પ્રમાણે કરી લઇ એક રકમ બનાવી લેવી.

( ૨ ) ગુણાકાર અને ભાગાકાર, સરવાળા અને બાદબાકી ની પહેલાં કરવા.

( ૩ ) ગુણાકારઅને ભાગાકારમાં જે ચિહ્ન પહેલું હોય તેમાં જણાવેલી ક્રિયા પહેલી કરવી અને પછી બીજી.

અથવા ટુંકામાં નીચેનો ક્રમ હિસાબ ગણતી વખતે લક્ષમાં રાખવોઃ—

( ૧ ) કૌંસ ( ૨ ) ના ( ૩ ) × અને ÷ ( ૪ ) + અને − વત્તા અને −થી રકમો જુદી પડે છે. અને તે સિવાયની રકમો એક છે એમ વિદ્યાર્થીને ગળે ઉતારવું.

અપૂર્ણાંકનો આગળ બહુજ ઉપયોગ થવાનો છે, માટે તેની ચાર સાદી રીતો આવડે એટલે બસ છે. તેમાં સમજણ પડયા પછી બાળકોનો બહુ વખત ગાળવો એ ઠીક નહિ લાગવાથી બધુ એક પ્રકરણમાં આપ્યુ છે. આપેલા દરેક દાખલાની જાતના વધારે જરૂર પડે તો શિક્ષકે ઉપજાવી કાઢવા. અપૂર્ણાંકની શીખેલી રીતનો ઉપયોગ કોષ્ટકોમાં કરવાનો છે. આ વખતે બાળકો જે પ્રચ- લિત ભૂલ કરે છે તે નીચે દેખાડવામાં આવી છે. તેવી ભૂલ વિદ્યાર્થી ન કરે તે તરફ ખાસ નજર રાખવી.

રૂ. ૫—૨—૭ પાઇનું અપૂર્ણાંક કરોઃ—

ખોટી રીતઃ—

$\frac{૭}{૧} \times \frac{૧}{૧૨} = \frac{૭}{૧૨} + ૨ = ૨\frac{૭}{૧૨} = \frac{૩૧}{૧૨} \times \frac{૧}{૧૬} = \frac{૩૧}{૧૯૨} + ૫ = ૫\frac{૩૧}{૧૯૨} = \frac{૯૯૧}{૧૯૨}$

રૂ. $\frac{૯૯૧}{૧૯૨}$ જવાબ

ખરી રીતઃ—

$\frac{૭}{૧} \times \frac{૧}{૧૨} = \frac{૭}{૧૨}$ આના } $\frac{૭}{૧૨} + ૨ = ૨\frac{૭}{૧૨} = \frac{૩૧}{૧૨}$ આના {
$\frac{૩૧}{૧૨} \times \frac{૧}{૧૬} = \frac{૩૧}{૧૯૨}$ રૂપીઆ } $\frac{૩૧}{૧૯૨} + ૫ = ૫\frac{૩૧}{૧૯૨} = \frac{૯૯૧}{૧૯૨}$ રૂપીઆ }
રૂ. $\frac{૯૯૧}{૧૯૨}$ જવાબ

ખોટી રીતમાં જોવાનું એજ છે કે $\frac{૭}{૧૨} = \frac{૯૯૧}{૧૯૨}$ આગળ જતાં થાય છે. કારણ કે બરોબરના ચિહ્નની બન્ને બાજુઓ હંમેશાં સરખી હોવી જોઇએ. માટે તેવી ભૂલ ઉતાવળને લીધે વિદ્યાર્થી કરતાં ન શીખે તે ખાસ જોવું.

$\frac{૫}{૨}$ ના ૭ શિ. + ૪ પૌંડ જેવા દાખલા નથી આપ્યા. કારણ-કે તે અર્થહીન છે. તેવા હિસાબનો આગળ કાંઇ જગ્યાએ ઉપયોગ થતો નથી, અને તેનાથી નીરસ હિસાબોનો બોજો વધે છે. બધી જાતના કૌંસ અને તેના ઉપયોગવાળા હિસાબો પણ તેજ કારણે આ ભાગમાં નથી આપ્યા.

ત્રિરાશિની શરૂઆતમાં એક શેર એક અધોળથી કેટલાગણું છે વગેરે જાતના દાખલા આપ્યા છે. આ દાખલાઓ કરાવવાથી ગણાનો અને ભાગનો ખ્યાલ તાજો થઇ જશે. પછી ત્રિરાશિ એટલે ત્રણ રકમ ( ૫૬ ). આપેલી ત્રણ રકમ ( ૫૬ ) છે. અને ચોથી શોધી કાઢવાની છે. એટલે ગણ્યે જવાબ આવે કે તુરત ચોથી રકમ ( ૫૬ ) દેખાડવો જ જોઇએ. તે સિવાય નજ ચાલે એમ ઠસાવવું. ત્રિરાશિના હિસાબ એકમની રીતે શીખી ગયા છે એટલે આ વખતે

તેમને ત્રિરાશિનાં પદ કેવી રીતે મૂકવાં તે સમજાવવામાં તે દાખલા-ઓનો ઉપયોગ કરવો. અને છોકરાઓ સમજ્યા છે કે નહિ તે જોવા માટે તે દાખલાઓ પદ મૂકી ગણાવવા. દાખલાઓ ગણાવતી વખતે દેખાડવું કે પહેલા અને ચોથા પદનો ગુણાકાર તે બીજા અને ત્રીજા પદના ગુણાકારની બરાબર છે. વળી ચોથુ પદ એ જવાબ છે એટલે બીજા અને ત્રીજા પદના ગુણાકારને પહેલા પદે ભાગવાથી હંમેશાં ચોથુ પદ આવશેજ. વળી જે જાતનો જવાબ આવવાનો હોય તે જાતનું આપેલું પદ ત્રીજું આવવું જોઇએ. એટલે પહેલુ અને બીજું બન્ને પદો એકજ જાતનાં અને ત્રીજુ તથા ચોથુ એ બન્ને પણ એકજ જાતનાં હોવાં જોઇએ.

ઉદાહરણ:— ૫ પૈસાની ૨૫ કેરી મળે તો ૭ પૈસાની કેટલી મળે?

પૈસા પૈસા કેરી

૫ : ૭ : : ૨૫ : ૩૫

૫

૨૫×૭ / ૫ = ૩૫      ૩૫ કેરી જવાબ

૧

ઉપરનો હિસાબ નીચે મુજબ ખોટી રીતે કરીએ તો પણ જવાબ ખરો આવે તેથી હિસાબ ખરો ન કહી શકાય, તે તરફ શિક્ષકે અવશ્ય ધ્યાન આપવું:—ખોટી રીત:—

પૈસા કેરી પૈસા કેરી

૫ : ૨૫ : : ૭ : ૩૫

$$\frac{\overset{૫}{૨૫}\times ૭}{\underset{૧}{૫}}=૩૫$$

૩૫ કેરી જવાબ

વ્યસ્ત ત્રિરાશિના હિશાબમાં, માણસ કામ કરનાર વધારે હોય તો દિવસ ઓછા જોઇએ, માટે જવાબ થોડો આવશે. તેથી પહેલું પદ મોટી રકમવાળુ મૂકવું. અને ઓછાં માણસ હોય તો દિવસ વધારે લાગે માટે જવાબ વધારે આવશે તેથી પહેલું પદ નાની રકમ વાળુ મૂકવું. આવી રીતે વ્યસ્ત ત્રિરાશિના હિસાબનાં પદ મૂકવામાં સમજાવવું.

ગુણોત્તરનાં અગ્રસર અને ઉપાગ્રસર પદો શોધાવ્યા વિના ત્રિરાશિ શીખી શકાય છે, તેમજ ગુણોત્તર અને પ્રમાણના હિસાબ આ ઉંમરે નિર્જીવ લાગે છે તેથી તેમને છોડી દીધા છે. ત્રિરાશિ પછી બધી રીતોનો દ્વાર ખુલ્લાં થાય છે એટલે અહીંથી આ ભાગ પૂરો કર્યો છે.

આ ગણિતમાંના જે દાખલા મોઢે થઇ શકે તે મોઢેજ કરાવવા. મોઢેથી ગણવાનું ક્યાંથી પુરૂ થાય છે અને સ્લેટમાં ગણવાનું ક્યાંથી શરૂ થાય છે એ ભાગ પાડવા જ મુશ્કેલ છે વળી મોઢે કેટલા કરાવવા તેનો આધાર વિદ્યાર્થી ઉપર છે. હોંશીયાર વિદ્યાર્થી મોઢે જેટલા ગણી શકશે તેટલા મંદ વિદ્યાર્થી પાસે મોઢેથી નહિજ કરાવી શકાય. એટલે વ્યકિત પરત્વે ફેર રહેવાનો જ. પણ શિક્ષકે એટલું લક્ષમાં રાખવું કે બને તેટલા વધુ દાખલા મોઢે કરાવવા. અને જ્યારે તેણે સ્લેટમાં ગણવા એમ લાગે ત્યારે જ સ્લેટમાં ગણાવવા.

લઘુતમ સાધારણ ભાજ્ય અને દ્રઢભાજકના રકમોવાળા અઘરા દાખલા તેમજ આણુપાણુના ગુણાકારમાં પાણુ વડે ગુણુવાના નમુના તરીકે આપેલ ત્રણ દાખલા હોંશીયાર વિદ્યાર્થી માટે છે. તેથી તે યોગ્ય વિદ્યાર્થીને શીખવાડવા.

વિદ્યાર્થીના પ્રયત્ન પ્રત્યે મીઠી નજરથી જોનાર, તેને જરૂર પડે ત્યાં યોગ્ય સહાય કરનાર જો શિક્ષક હશે તો તેના જ્ઞાનની ઉણપ પ્રેમથી પૂરાઇ જશે, અને પ્રથમ જેટલુ તે ઓછું જાણુતો હશે તેટલું પાછળથી પૂરૂં પાડી શકશે. પરંતુ શિક્ષક પ્રેમ વિના ગમે તેટલો જ્ઞાનવાન હશે તોપણુ તે સારો શિક્ષક નહિ થઇ શકે. અસ્તુ.

## અવિભાજ્ય અવયવો કળી શકવાના નિયમો.

( ૧ ) જે સંખ્યાનો છેલ્લો અંક એકી એટલે ૨, ૪, ૬, ૮ કે ૦ હોય તો તે સંખ્યા બે વડે નિઃશેષ ભાગી શકાશે.

( ૨ ) જે સંખ્યાનો છેલ્લો અંક ૦ અથવા ૫ હોય તો તે સંખ્યા ૫ વડે નિઃશેષ ભાગી શકાશે.

( ૩ ) જે સંખ્યાના સઘળા અંકોના સરવાળાને ત્રણ વડે નિઃશેષ ભાગી શકાતો હોય તો તે સંખ્યા ત્રણ વડે નિઃશેષ ભાગી શકાશે.

( ૪ ) આપેલી સંખ્યાને જમણા હાથથી શરૂ કરી પહેલો, ત્રીજો, પાંચમો, સાતમો એમ એકી સ્થાનના અંકો લઇ સરવાળો કરવો. પછી બેકી સ્થળોના એટલે બીજા, ચોથા, છઠ્ઠા એ અંકોનો સરવાળો કરવો. બન્ને પૈકી જે સરવાળો મોટો હોય તેમાંથી નાનો બાદ કરવો. બાકી જો શુન્ય રહે અથવા બાકી વધેલ રકમને ૧૧ વડે નિઃશેષ ભાગી શકાય તો તે સંખ્યા ૧૧ વડે નિઃશેષ ભાગી શકાશે.

# વિદ્યાર્થી ગણિત.

## ભાગ ૧ લો.

### પ્રકરણ ૧ લું.

( ૧ ) નીચેની સંખ્યાઓમાં એકમ કેટલા ? અને દશક કેટલા ? તે કહો.

૧૯, ૩૭, ૨૮, ૬૫, ૪૭, ૫૪, ૩૬, ૫૦, ૮૩, ૯૨ ૬૦, ૮૮, ૩૦, ૯, ૭૬.

( ૨ ) નીચેની સંખ્યામાં જાડો આંકડો કયા ઘરમાં છે. અને તેની કીંમત કહો ?

૮૫, ૭૩, ૬૫, ૫૭, ૫૦, ૩૫, ૯૬, ૯૦, ૮૪, ૩૫, ૯૮, ૭૬, ૪૭.

( ૩ ) નીચેના આંકડાની કીંમત કહો ?

૭ દશક, ૩ એકમ, ૫ દશક, ૪ દશક, ૨ એકમ, ૯ દશક, ૭ એકમ, ૬ દશક, ૪ એકમ.

( ૪ ) નીચેના બે આંકડા મળતાં કઇ સંખ્યા બનશે ?

૫ દશક ને ૪ એકમ, ૯ દશકને ૫ એકમ, ૬ દશક ને ૭ એકમ, ૩ દશક ને ૯ એકમ, ૮ દશક ને ૫ એકમ,

૪ દશક ને ૭ એકમ, ૩ દશક ને ૮ એકમ, ૫ દશક ને ૬ એકમ, ૮ એકમ ને ૩ દશક, ૨ એકમ ને ૬ દશક, ૯ એકમ ને ૪ દશક, ૩ એકમ ને ૯ દશક, ૫ એકમ ને ૪ દશક, ૭ એકમ ને ૫ દશક, ૪ એકમ ને ૪ દશક, ૩ એકમ ને ૩ દશક.

( ૫ ) નીચેની સંખ્યામાં એકમ કેટલા? દશક કેટલા? સો કેટલા?

૪ ૯૩, ૫ ૮૪, ૨ ૭૦, ૯ ૦૩, ૮ ૫૬, ૬ ૭૫, ૩ ૭૦, ૫ ૦૭, ૩ ૭૬, ૫ ૬૪, ૭ ૩૨.

( ૬ ) નીચેની સંખ્યાઓમાં જાડો આંકડો કયા ઘરમાં છે?

૫ ૬૭, ૫ ૮૩, ૭ ૯૫, ૨ ૦૩, ૭ ૨૫, ૯ ૦૮, ૭ ૮૫, ૨ ૮૭, ૬ ૭૪ ૯ ૬૭, ૧ ૭૪, ૭ ૬૩, ૩ ૬૭, ૭ ૩૪, ૨ ૦૫,, ૭ ૯૧, ૨ ૯૬, ૮ ૬૭.

( ૭ ) નીચેના જાડા આંકડાની કીંમત કહો?

૩ ૮૫, ૨ ૪૩, ૯ ૫૬, ૩ ૭૫, ૭ ૬૫, ૨ ૭૦, ૯ ૮૬,, ૩ ૫૬, ૮ ૪૭, ૬ ૭૫, ૯ ૩૨, ૩ ૫૨, ૭ ૬૩, ૮ ૩૬, ૨ ૬૫.

( ૮ ) નીચેના આંકડા મળી કઇ સંખ્યા બનશે?

( ૫ સો, ૮ દશક ને ૪ એકમ ) ( ૭ સો, ૪ દશક ને ૩ એકમ ) ( ૯ સો, ૭ દશક ને ૪ એકમ ) ( ૩ સો, ૯ દશક ને ૫ એકમ ) ( ૨ સો, ૮ દશક ને ૭ એકમ )

( ૪ સો, ૫ દશક ને ૪ એકમ ) ( ૭ સો, ૯ એકમ ને ૯ દશક ) ( ૨ સો ને ૪ એકમ ) ( ૪ સો ને ૭ દશક )

( ૯ ) નીચેની સંખ્યામાં એકમ, દશક, સો અને હજારમાં અનુક્રમે કયો આંકડો છે.

૯ ૪ ૫૬, ૨ ૭ ૮૩, ૪ ૯ ૬૫, ૨ ૭ ૩૦,
૭ ૦ ૯૬, ૨ ૦ ૦૭, ૯ ૦ ૮૩, ૭ ૫ ૦૭, ૮ ૭ ૯૯,
૩ ૯ ૯૩, ૬ ૨ ૪૯, ૧ ૬ ૮૭, ૨ ૧ ૫૬, ૩ ૧ ૮૫.

( ૧૦ ) નીચેની સંખ્યામાં જાડો આંકડો કયા ઘરમાં છે?

૯ **૪** ૭૫, **૪** ૭ ૫૮, ૩ ૬ **૭**૦, ૮ **૦** ૪૬,
**૧** ૯ ૩૫, ૨ **૪** ૯૫, **૧** ૮ ૭૦, ૯ ૦ ૮૩, ૭ ૨ **૫**૩,
૯ ૦ ૯૭, ૨ ૦ ૫૬, **૪** ૦ ૮૫, ૨ **૭** ૦૬,

( ૧૧ ) નીચેની સંખ્યામાં જાડા આંકડાની કીંમત કહો?

૮ ૦ **૫**૩, ૬ ૪ ૩**૭**, ૫ **૬** ૮૦, ૯ ૭ ૩૫,
**૨** ૯ ૩૭, ૫ ૦ ૮**૬**, **૨** ૧ ૫૪, ૭ **૮** ૩૦, ૬ ૫ **૫**૪,
૬ ૫ **૭**૦, ૨ ૪ ૬**૧**, ૫ **૧** ૭૫, ૯ ૩ ૯૦, **૧** ૨ ૯૭,
**૪** ૬ ૭૪, ૧ **૩** ૩૭, ૩ **૮** ૬૮, ૧ ૬ **૭૭**.

( ૧૨ ) નીચેના આંકડા મળી કઇ સંખ્યા બનશે?

( ૭ હજાર, ૩ સો, ૮ દશક, ૪ એકમ ) ( ૫ હજાર, ૪ સો, ૯ દશક, ૩ એકમ ) ( ૩ હજાર, ૫ સો, ૭ દશક, ૬ એકમ ) ( ૪ હજાર, ૯ સો, ૨ દશક, ૭ એકમ )

( ૨ ) ૧ થી ૧ ૦૦ સુધીમાં જે સંખ્યાઓના બે કરતાં વધારે ભાગ ન પડતા હોય તે લખો.

( ૩ ) ૧૮, ૩૦, ૮૪, ૧ ૩૫, ૩ ૪૮, ૧ ૫૩,
૨ ૮૬, ૩ ૭૮, ૨ ૪૭, ૩ ૩ ૭૫, ૧ ૨ ૬૦,
૧ ૨ ૪૭, ૫ ૦ ૦૫, ૩ ૦ ૦૩, ૨ ૬ ૩૯,
૧ ૭ ૬૩, ૨૨ ૪ ૬૪, ૩૮ ૯ ૬૨, ૪૧ ૨ ૯૨,
૪૭ ૬ ૦૧, ૭૮ ૭ ૦૬, ૧ ૨૨ ૮ ૧૧,
૩ ૭૩ ૧ ૭૬, ૨ ૭૫ ૨ ૯૨, ૫ ૮૦ ૦ ૨૫,
૭ ૭૮ ૫ ૯૬, ૯ ૪૧ ૦ ૯૪, ૧૨ ૪૭ ૨ ૫૦,

( ૪ ) ઉપરની કયી સંખ્યાને ૫, ૯, ૧૧, ૧૨, એ નિઃશેષ ભાગે છે?

( ૫ ) નીચેના અવયવો ઉપરથી થતી સંખ્યા શોધી કહાડોઃ—

૨×૨×૭×૧૧, ૩×૩×૫×૧૩, ૪×૪×૧૯×૫,
૫×૫×૫×૫, ૨×૯×૩×૨૩, ૨૩×૩૭×૫×૨,
૪૭×૨૯×૭×૩, ૭×૭×૭×૭, ૩૧×૨૩×૧૯×૧૩,
૧×૨×૩×૫×૭×૧૧ ૭×૧૧×૧૩×૧૭×૧૯,
૧૯×૨૩×૨૯×૩૧, ૨×૨×૨×૨×૨ ૯×૯×૯×૯,
૧૧×૯૭×૯૩×૮૯.

( ૬ ) નીચેની સંખ્યાઓના દઢભાજક કાઢોઃ—

૨૫ અને ૫૫; ૪૫ અને ૧ ૦૫; ૫૧ અને ૬૮;
૧ ૦૨ અને ૧ ૭૦; ૨૧, ૨૮ અને ૪૯;
૧ ૦૮, ૭૨ અને ૧ ૨૦; ૯૮, ૧ ૪૭ અને ૪ ૯૦;
૬ ૬૭, ૭ ૧૩ અને ૧ ૦ ૮૧:

૩ ૨૩, ૨ ૩ ૬૧ અને ૪ ૯ ૪૫;
૧ ૦૨, ૧ ૮ ૦૨ અને ૫ ૧ ૮૫;
૧ ૪૩, ૧ ૩ ૩૧ અને ૨ ૪ ૭૫;
૧ ૩ ૧૩ અને ૨ ૧ ૨૧;
૧ ૧ ૦૨ ૧૧ ૦ ૨૦ અને ૧ ૧૦ ૨ ૦૦;
૯ ૧ ૩૯, ૪ ૯ ૨૧ અને ૭ ૭ ૩૩;
૭ ૬ ૦૮, ૧૩ ૩ ૮૪ અને ૬૩ ૦ ૯૬;
૭ ૨૦, ૯ ૧૬, ૧ ૧ ૨૨ અને ૧૦ ૨ ૬૬;
૨ ૭૬, ૪ ૩૭, ૭ ૧૩ અને ૯ ૮૯;
૧ ૭ ૨૯, ૫૮ ૫ ૧૩, ૧૧ ૦ ૫૦ અને ૩ ૫ ૫૮

(૭) (૧) એવી મોટામાં મોટી સંખ્યા કહો કે જે વડે ૧૬ અને ૨૮ ને નિઃશેષ ભાગી શકાય ?

(૨) એવી મોટામાં મોટી સંખ્યા કયી છે કે જે ૫૭ અને ૧ ૧૯ ને નિઃશેષ ભાગી શકે ?

(૩) એવી મોટામાં મોટી સંખ્યા કહો કે જે વડે ૧૯ અને ૩૦ ને ભાગતાં શેષ અનુક્રમે ૩ અને ૨ વધે ?

(૪) એવી મોટામાં મોટી સંખ્યા કહો કે જે વડે ૬૯, ૧ ૮૩, ૨ ૬૫ અને ૨ ૯૯ ને ભાગતાં શેષ અનુક્રમે ૫, ૭, ૯, અને ૧૧ વધે ?

(૫) એવી બે સંખ્યા કહો કે જેનો દૃઢભાજક ૭ હોય, અને તે બે સંખ્યાઓ ૨૦ ને ૩૦ વચ્ચે હોય ?

(૬) ૩૪, અને ૨૪ મણની અનાજની ભરેલી બે કોઠીઓ છે.

એવું મોટામાં મોટું કયું એક વજન રાખવું કે જે દરેક કોઠીનું અનાજ જોખી શકાય ?

(૭) એક માણસે કેટલાક ભીખારીઓને ૯ ૨૪ કેળાં, ૭ ૨૦ લાડુ અને ૧ ૯ ૮૦ પૈસા સરખે હીસ્સે વહેંચી આપ્યા ત્યારે વધારેમાં વધારે કેટલા ભીખારીઓ હશે ?

(૮) એક સોનાના કકડાનું વજન ૧ ૯ ૭૮ તોલા છે, અને બીજા કકડાનું વજન ૪ ૬ ૨૪ તોલા છે, દરેક કકડામાંથી સરખા વજનના અને જેમ બને તેમ ઓછા પ્યાલા બનાવવા છે. ત્યારે તે દરેક પ્યાલાનું શું વજન રાખવું જોઇશે ?

(૯) એક ગૃહસ્થે એક નિશાળના છોકરાઓને ૨ ૪૬ દાડમ સરખે ભાગે વહેંચી આપ્યાં. બીજે દિવસે ૧ ૦ ૨૫ સોપારી સરખે ભાગે વહેંચી આપી. ત્યારે તે નિશાળમાં છોકરા કેટલા હશે ?

(૧૦) ૫ ૬૧ શેર તેલ અને ૫ ૯૫ શેર દીવેલ સરખા કદના ડબામાં ભરી સુરત મોકલવા ગાડીએ ચઢાવવું છે. તો ઓછામાં ઓછા કેટલા ડબા જોઇશે ?

(૧૧) ( ૧૧×૨૩×૩×૨૯ ), ( ૧૩×૨૩×૨×૩ ), ( ૩×૧૭×૨૯×૨૩ ) એ ત્રણ સંખ્યાનો દઢભાજક શું ?

(૧૨) ૨ આના ૪ પા. અને ૩ આ. ૬ પાઇમાં સમાઇ શકે તેવી મોટામાં મોટી રકમ શોધી કહાડો ?

(૧૩) રૂ. ૩ ૭ આ. ૭ પાઇ. અને રૂ. ૫ ૧૦ આ. ૧ પાઇમાં સમાઇ શકે તેવી મોટામાં મોટી રકમ શોધી કહાડો ?

-) ૬ શિ. ૮ પે. અને ૧૩ શિ. ૪ પે. માં સમાઇ જાય તેવી મોટામાં મોટી રકમ શોધી કહાડો ?

(૧૫) પૌં. ૬ ૭ શિ. ૬ પે. અને પૌં. ૯ ૧૭ શિ. ૬ પે. નું દેવું ચુકાવવા માટે એકજ જાતનો મોટામાં મોટી કિંમતનો સીક્કો વાપરવો હોય તો શું વાપરવું ?

(૧૬) એક કાછીઆ પાસે ૮ ૦૦ કેરી, ૬ ૮૦ દાડમ અને ૩ ૨૦ બપૈયા છે. તે દરેકના સરખી સંખ્યાનાં ફળોના ઢગલા વેચવા માટે ગોઠવ્યા. જો દરેક જાતના દરેક ઢગલામાં વધારેમાં વધારે ફળો ગોઠવેલાં હોય તો દરેક ઢગલામાં ફળ કેટલાં અને દરેક ફળના ઢગલા કેટલા ?

( ૮ ) **નીચેની સંખ્યાઓનો લઘુતમ સાધારણ ભાજ્ય કહાડો:—**

૬, ૮, ૧૦, ૧૨, ૧૪, ૧૬.
૧૨, ૧૬, ૨૦, ૨૪, ૨૮,
૨૪, ૨૭, ૩૨, ૩૬, ૬૦,
૪૨, ૫૬, ૭૦, ૮૪, ૯૮,
૬૫, ૯૧, ૧ ૧૭, ૧ ૫૬.
૬૮, ૧ ૩૬, ૨ ૦૪, ૨ ૨૧.
૨ ૫૬, ૫ ૭૬, ૨ ૧૬, ૩ ૨૪.
૬ ૯૦, ૭ ૧૩, ૭ ૩૬, ૭ ૫૯.
૮૭, ૧ ૭૪, ૨ ૩૨, ૪ ০૬.
૯૯, ૮ ૦૩, ૩ ૪ ૬૫.

૨ ૦૯, ૧ ૩૩, ૯૫. ૫૭.
૨ ૪૭, ૧ ૭ ૨૯, ૫ ૧ ૮૭.
૮ ૪૭, ૨ ૦ ૫૭, ૫ ૩ ૨૪.
૧ ૬૯, ૧ ૩ ૬૫, ૨ ૨ ૮૮.
૫ ૮૧, ૨ ૩ ૨૪, ૬ ૨ ૨૫.
૫ ૯ ૦૮, ૫ ૬ ૧૨, ૩ ૦ ૪૭.
૮ ૪ ૬૮, ૬ ૩ ૫૧, ૬ ૬ ૬૬.
૧૯ ૦ ૫૩, ૧૪ ૮ ૧૯.

( ૯ ) નીચેના દાખલાઓમાં ઓછામાં ઓછી એવી **સંખ્યા શોધી** કાઢો કે તેને આપેલા ભાજક ભાગતાં **આપેલી શેષ વધેઃ—**

| ભાજક. | શેષ. | ભાજક. | શેષ |
|---|---|---|---|
| ૩, ૫, | ૧ | ૧૦, ૧૨, ૩૩, | ૯ |
| ૪, ૭, | ૩ | ૨૧, ૩૫, ૧૨, | ૭ |
| ૧૪, ૨૧, | ૧૦ | ૫૨, ૭૮, ૧ ૦૪, | ૨૬ |
| ૩, ૪, ૭, | ૨ | ૮૫, ૧ ૩૬, ૧ ૫૩, | ૫૧ |
| ૫, ૧૦, ૧૫, | ૪ | ૧ ૨૧, ૧ ૪૩, ૧ ૭૬, | ૧ ૧૧ |

(૧૦)(૧) ઓછામાં ઓછી એવી કઇ સંખ્યા ૨૦૦ અને ૨૫૦ વચ્ચે છે કે જેને ૪, ૫, અને ૬ વડે ભાગતાં શેષ ૩ રહે?

(૨) ૧ થી ૧૦ સુધીનો દરેક અંક નિઃશેષ ભાગી શકે એવી કયી સંખ્યા છે?

(૩) **ઓછામાં ઓછી એક ઢગલામાં કેરી કેટલી હોવી જોઇએ કે તેમાંથી ૭ ૭ ની, નવ નવની, બાર બારની, સોળ**

સોળની અને વીસ વીસની ઢગલીઓ કરીએ તો દરેક વખતે પાંચ બાકી રહે.

( ૪ ) ૪૫, ૮૧ અને ૧૦૫ એ સઘળી સંખ્યાએ ભાગતાં પૂરે ભાગ જાય એવી નાનામાં નાની સંખ્યા શોધી કાઢો.

( ૫ ) એક માણસ પાસે ૧૦૨૫થી વધારે અને ૧૧૦૦થી ઓછી કેટલીક કેરી છે. તે ૧૦, ૨૫ અથવા ૩૫ માણસોને સરખી વહેંચી શકાય તેટલી છે તો તે કેરી કેટલી?

( ૬ ) એક ઘંટના ટકોરા દર ત્રણ સેંકડે અને બીજાના પાંચ સેકંડે વાગે છે. બંને ઘંટના પહેલા ટકોરા જોડે વાગ્યા પછી કેટલી સેકંડ પછી પાછા બંનેના ટકોરા સાથે વાગશે, અને તે દરેક ઘંટના કેટલામા ટકોરા હશે?

( ૭ ) ગાડીના પૈડાનો ઘેરાવો ૭ ફૂટ છે. જો તે ૧૨ વખત ફરે તો કેટલું અંતર જશે? ૧૬૧ ફુટ જતાં કેટલા વખત ફરશે?

( ૮ ) એન્જીનના મોટા અને નાના પૈડાનો ઘેરાવો ૧૨ ફૂટ અને ૫ ફૂટ છે ઓછામાં ઓછું કેટલું અંતર જવામાં બન્ને પૈડાં આખા આંટા ફરી શકશે?

( ૯ ) ઓછામાં ઓછા કેટલા શેરનું લઇએ તો તે વડે મણ, વજનીયું કળશી, ખાંડી, ગાલ્લી અને ભાર અનાજ જોખી શકાય?

( ૧૦ ) એક મોટું ગોળ ચકરાવાળુ મેદાન ફરી રહેતા એક જણને ૧૦ મિનિટ, બીજાને ૧૨ મિનિટ, ત્રીજાને ૧૬ મિનિટ,

ચોથાને ૧૮ મિનિટ અને પાંચમાને ૨૦ મિનિટ લાગે છે. જો પાંચે જણ તે મેદાનમાં એક વાવટો મૂકયો છે ત્યાંથી સાથેજ નીકળે તો તેમને પેલા વાવટા આગળ સાથેજ ભેગા થતાં ઓછામાં ઓછો કેટલો વખત લાગશે; અને તે વખત દરમિયાન દરેક જણ મેદાન કેટલી વખત ફરી શકયો હશે?

( ૧૧ ) અંગ્રેજ સરકારનું ગોરૂં લશ્કર એટલું છે કે તેની ૭૩, ૧૧૩, ૨૯૨, ૩૬૫ અને ૪૫૨ સિપાઇઓની એકેક એવી ટુકડીઓ કરી શકાય છે. તો લશ્કરમાં ઓછામાં ઓછાં માણસ કેટલાં?

( ૧૨ ) કાશીની પ્રદક્ષિણા કરવા માટે ત્રણ માણસો એકજ વખતે એકજ જગ્યાએથી નીકળ્યા. એક ૮ દિવસમાં, બીજો ૧૧ દિવસમાં અને ત્રીજો ૧૪ દિવસમાં પ્રદક્ષિણા કરી રહે છે. ત્યારે તે ત્રણે ફરીને તેજ જગ્યાએ ઓછામાં ઓછા કેટલા દિવસ પછી મળશે અને દરેકની કેટલી પ્રદક્ષિણાઓ થઇ હશે?

( ૧૩ ) વડોદરાના કમાટી બાગની આસપાસ ચાર માણસને દોડતાં અનુક્રમે ૫, ૬, ૭ ને ૮ કલાક લાગે છે. જો તે સઘળા દોડવાનું એકી સાથે મહારાજાના પુતળા આગળથી શરૂ કરે તો ઓછામાં ઓછા કેટલા કલાકમાં પાછા તેજ જગ્યાએ ભેગા થશે?

( ૧૪ ) બળદના ૨૫૦ રૂપીઆ, ગાયના ૮૦ અને ભેંસના ૨૭૨ રૂપીઆ પડે છે. તો ઓછામાં ઓછા કેટલા રૂપીઆ

લઇ મારે ખરીદવા જવું કે જેથી ગાયો, ભેંસો, કે બળદ પૈકી કોઇ પણ એક જાતનાં જાનવર ખરીદ કરતાં મારી પાસે બાકી કાંઇ રહે નહિ ?

( ૧૫ ) બે સંખ્યાનો દ્રઢભાજક ૭ છે અને લઘુતમ સાધારણ ભાજ્ય ૧૦૫ છે ત્યારે તેમનો ગુણાકાર કેટલો ?

( ૧૬ ) બે સંખ્યાનો લઘુતમ સાધારણ ભાજ્ય ૫ ૬ ૨ ૧ છે અને દ્રઢભાજક ૭૩ છે. જો મોટી સંખ્યા ૮ ૦ ૩ હોય તો નાની સંખ્યા કેટલી ?

---

# પ્રકરણ ૮ મું.

## સામાન્ય અપૂર્ણાંક.

( ૧ ) નીચેની સંખ્યાઓને સામાન્ય અપૂર્ણાંકના રૂપમાં દેખાડો:-

૦।. ૦॥, ૦॥।, ૧।, ૧॥, ૧॥।, ૨।, ૨॥,
૨॥।, ૪॥, ૫॥, ૭।, ૯॥।, ૧૫॥, ૧૯।,
૨૦॥।, ૩૭॥. ૧ ૫૬।, ૨ ૦૯॥।, ૩ ૧૮॥।, ૫ ૧૭॥,
૯ ૮૫॥, ૫।, ૮॥।, ૧૦॥, ૧૨॥।, ૫૯।, ૮૭॥,
૯૪॥।, ૧ ૦૭।, ૧ ૧૮॥, ૧ ૨૨॥।, ૧ ૩૪।, ૨ ૫૭॥,

૩ ૨૮॥, ૪ ૪૭॥।, ૯ ૮૩।, ૧ ૩ ૮૫॥, જેમકે ૧।=૧$\frac{૧}{૪}$ ૨॥।=૨$\frac{૩}{૪}$, વગેરે.

( ૨ ) નીચેની અપૂર્ણાંકવાળી સંખ્યાઓને આણપાણનાં રૂપ આપો.

$\frac{૧}{૪}$, $\frac{૧}{૨}$, $\frac{૩}{૪}$, ૨$\frac{૧}{૪}$, ૩$\frac{૧}{૨}$, ૪$\frac{૩}{૪}$, ૭$\frac{૧}{૪}$, ૯$\frac{૩}{૪}$, ૧૨$\frac{૧}{૨}$,
૧૭$\frac{૩}{૪}$, ૧૯$\frac{૧}{૨}$, ૨૭$\frac{૧}{૪}$, ૨૯$\frac{૧}{૨}$, ૪૮$\frac{૧}{૪}$, ૫૯$\frac{૧}{૨}$, ૬૩$\frac{૩}{૪}$
૪૫$\frac{૧}{૨}$, ૯૩$\frac{૧}{૨}$, ૧ ૦૭$\frac{૩}{૪}$, ૨ ૦૯$\frac{૧}{૨}$, ૩ ૧૫$\frac{૧}{૪}$,
૭ ૦૮$\frac{૩}{૪}$, ૧ ૫ ૮૦$\frac{૧}{૨}$, ૨ ૯ ૦૭$\frac{૩}{૪}$, ૫ ૯ ૬૭$\frac{૧}{૪}$,
૧૫ ૮ ૬૩$\frac{૩}{૪}$, ૧ ૯૨ ૦ ૬૯$\frac{૧}{૪}$.

( ૩ ) એક વસ્તુના ત્રણ સરખા ભાગ કરી તેમાંનો એક ભાગ લઇએ તો તે ભાગ બતાવવા $\frac{૧}{૩}$ લખીએ.

તેવીજ રીતે નીચેના ભાગોને અપૂર્ણાંકમાં લખી બતાવો.

| એક વસ્તુના | કેટલા ભાગ કર્યા | કેટલા લીધા | તેનું રૂપ |
|---|---|---|---|
| ,, | ૫ | ૧ | |
| ,, | ૭ | ૧ | |
| ,, | ૯ | ૧ | |
| ,, | ૧૬ | ૧ | |
| ,, | ૯ | ૪ | |
| ,, | ૧૮ | ૫ | |
| ,, | ૨૩ | ૭ | |
| ,, | ૧૭ | ૬ | |

| એક વસ્તુના | કેટલા ભાગ કર્યા | કેટલા લીધા તેનું રૂપ |
|---|---|---|
| ,, | ૩૨ | ૯ |
| ,, | ૬૩ | ૧૩ |
| ,, | ૯૩ | ૨૮ |
| ,, | ૧ ૩૫ | ૫૬ |
| ,, | ૨ ૪૭ | ૯૮ |

ઉપરના દાખલાઓમાં અંશ ને છેદ કહો ?

( ૪ ) તદ્દન આખા અંકોને અપૂર્ણાંક રૂપમાં મૂકો ?

૧૫, ૧૯, ૩૭, ૪૫, ૬૭, ૭૩, ૮૯, ૨૩.

જેમકે ૨૧=$\frac{૨૧}{૧}$

( ૫ ) એક આખી અને બીજી વસ્તુના ત્રણ ભાગ કરી તેમાંનો એક ભાગ લઇએ તો તેને અપૂર્ણાંક રૂપમાં કેમ મૂકશો ?

જ. ૧$\frac{૧}{૩}$. તેવી રીતે અપૂર્ણાંક રૂપમાં મૂકોઃ—

૭ આખી અને એક વસ્તુના ૫ ભાગમાંથી ૨ ભાગ લઇએ તો ?
૧૫ આખી અને એક વસ્તુના ૯ ભાગમાંથી ૪ લઇએ તો ?
૧૯ આખી ને એક વસ્તુના ૯ ભાગ પૈકી ૧૭ લઇએ તો ?
૨૭ આખી ને એક વસ્તુના ૨૫ પૈકી ૮ ભાગ લઇએ તો ?
૩૯ આખી ને એક વસ્તુના ૧૭ પૈકી ૧૩ ભાગ લઇએ તો !
૪૫ આખી ને એક વસ્તુના ૩૯ પૈકી ૨૩ ભાગ લઇએ તો ?
૧ ૧૭ આખી ને એક વસ્તુના ૯૭ પૈકી ૬૭ ભાગ લઇએ તો ?

( ૬ ) નીચેની સંખ્યાઓમાંથી નીકળે તેટલા પૂર્ણાંક કાઢી રૂપ લખો.

$\frac{૧૯}{૪}$, $\frac{૨૭}{૫}$, $\frac{૨૯}{૬}$, $\frac{૯૫}{૧૭}$, $\frac{૯૮}{૨૩}$, $\frac{૧ ૦૭}{૫}$, $\frac{૨ ૧૪}{૧૧}$,

$\frac{૨ ૫૭}{૨૦}$, $\frac{૩ ૮૧}{૨૫}$, $\frac{૨ ૬૩}{૩૨}$, $\frac{૩ ૮૫}{૩૭}$,

$\frac{૨ ૧ ૫૭}{૩૩}$, $\frac{૩ ૯ ૭૦}{૩૧}$, $\frac{૯ ૫ ૮૦}{૪૨}$,

$\frac{૧૩ ૮ ૫૬}{૨૭}$, $\frac{૮ ૭ ૨૫}{૨૮}$, $\frac{૩૫ ૩ ૯૦}{૩૩}$,

$\frac{૬૫ ૯ ૭૦}{૬૭}$, $\frac{૭૦ ૦ ૮૫}{૮૭}$, $\frac{૩ ૯૫ ૨ ૩૦}{૧ ૩૯}$

( ૭ ) નીચેની સંખ્યાઓનાં પૂરેપૂરાં અપૂર્ણાંક રૂપ કરોઃ—
જેમકે $૯\frac{૩}{૪}=\frac{૩૯}{૪}$ વીગેરે.

$૩\frac{૧}{૨}$, $૭\frac{૩}{૪}$, $૮\frac{૧}{૪}$, $૧૨\frac{૩}{૪}$, $૧૭\frac{૧}{૨}$, $૨૯\frac{૩}{૪}$,

$૮૨\frac{૧}{૨}$, $૯૪\frac{૧}{૪}$, $૧ ૦૫\frac{૩}{૪}$, $૧ ૨૬\frac{૫}{૯}$, $૧ ૧૩\frac{૭}{૧૯}$,

$૧ ૫૬\frac{૫}{૧૩}$, $૨ ૧૩\frac{૧૫}{૧૮}$, $૩ ૮૦\frac{૭}{૩૩}$, $૫ ૮૧\frac{૬}{૪૯}$,

$૧ ૯ ૩૦\frac{૭}{૨૫}$, $૨ ૬ ૮૦\frac{૧૩}{૨૫}$, $૯ ૩ ૬૫\frac{૧૫}{૨૯}$,

( ૮ ) નીચેનાં અપૂર્ણાંકને સંક્ષેપ રૂપમાં આણો:—

$\frac{૭}{૨૧}$, $\frac{૯}{૪૫}$, $\frac{૬૦}{૭૨}$, $\frac{૪૪૧}{૩૧૫}$, $\frac{૫૦૭}{૩૫૧}$

$\frac{૨૦૪૦}{૨૭૩૬}$, $\frac{૬૧૫}{૧૦૭૫}$, $\frac{૬૨૧}{૩૩૮૧}$, $\frac{૨૪}{૩૬}$,

$\frac{૪૯}{૬૩}$, $\frac{૬૫}{૧૧૭}$, $\frac{૬૩}{૨૧૭}$, $\frac{૨૪૫}{૩૫૦}$, $\frac{૮૦}{૧૭૦}$,

$\frac{૫૧}{૨૮૮}$, $\frac{૪૫}{૩૧૫}$, $\frac{૩૦૬}{૪૪૨}$, $\frac{૧૯}{૩૪૨}$, $\frac{૮૭}{૨૬૧}$,

$\frac{૧૦૮૦}{૨૪૩૦}$, $\frac{૩૯૭}{૧૯૮૫}$, $\frac{૧૧}{૪૬૨}$, $\frac{૧૨૧}{૨૨૦}$,

$\frac{૧૯૨}{૪૪૮}$, $\frac{૪૮}{૧૯૨}$, $\frac{૩૧૫}{૮૪૦}$, $\frac{૩૭૫}{૫૨૫}$, $\frac{૫૦૦}{૬૨૫}$,

$\frac{૯૦૦}{૧૨૨૫}$, $\frac{૭૩૫}{૯૪૫}$, $\frac{૨૨૫}{૭૫૦}$, $\frac{૩૪}{૧૧૯}$,

$\frac{૧૪૫૮}{૨૧૮૭}$, $\frac{૨૪૭૫}{૨૭૦૦}$, $\frac{૨૬૭૩}{૩૫૬૪}$, $\frac{૧૫૬}{૫૪૬}$,

$\frac{૯૩૬}{૧૦૨૪}$, $\frac{૬૪૮}{૭૯૨}$, $\frac{૧૧૭૦}{૧૪૮૨}$,

$\frac{૭૨૦}{૧૩૬૮}$, $\frac{૧૫૧૨}{૨૦૮૮}$, $\frac{૩૭૫}{૧૮૭૫}$, $\frac{૧૧૨૫}{૪૧૨૫}$,

( ૯ ) નીચેના અપૂર્ણાંકોનો લઘુત્તમ સમચ્છેદ કરો:—

$\frac{૧}{૨}$, $\frac{૩}{૪}$, $\frac{૫}{૭}$. $\frac{૨}{૯}$, $\frac{૩}{૫}$, $\frac{૪}{૨૧}$. $\frac{૯}{૩૫}$, $\frac{૮}{૬૩}$, $\frac{૧૦}{૪૫}$, $\frac{૧૬}{૯}$.

$\frac{૩૭}{૧ ૪૦}$, $\frac{૨૫}{૮}$, $\frac{૪૫}{૩૨}$, $\frac{૫૧}{૨ ૮૮}$. $\frac{૧૪}{૧ ૧૧}$, $\frac{૩૨}{૨૭}$,

$\frac{૩૩}{૭૪}$, $\frac{૭}{૧૮}$. $\frac{૧૭}{૩ ૦૧}$, $\frac{૧૬}{૬૩}$, $\frac{૨૫}{૧ ૨૯}$, $\frac{૬૪}{૯ ૦૩}$.

$\frac{૩૯}{૫ ૦૬}$, $\frac{૮૫}{૧ ૬ ૮૩}$, $\frac{૧ ૧૦}{૧ ૯૮}$, $\frac{૩૫}{૨ ૦૭}$.

$\frac{૪}{૭}$, $\frac{૫}{૨૮}$, $\frac{૪૧}{૩૫}$. $\frac{૧૭}{૨૧}$, $\frac{૧૫}{૪૨}$.

( ૧૦ ) નીચેના અપૂર્ણાંકોને તેના મહત્વના ક્રમે ગોઠવોઃ—

$\frac{૨}{૩}$, $\frac{૧}{૨}$. $\frac{૫}{૬}$. $\frac{૫}{૯}$, $\frac{૩}{૭}$, $\frac{૮}{૧૧}$, $\frac{૪}{૫}$, $\frac{૫}{૨૪}$, $\frac{૭}{૨૫}$, $\frac{૬}{૭}$.

$\frac{૨}{૨૩}$, $\frac{૧}{૨૯}$, $\frac{૧}{૨૧}$, $\frac{૪૭}{૬૯}$, $\frac{૬૭}{૨ ૦૩}$. $\frac{૬}{૩૫}$, $\frac{૪}{૨૭}$, $\frac{૮}{૨૧}$, $\frac{૨}{૬૩}$.

$\frac{૪}{૯}$, $\frac{૫}{૧૩}$, $\frac{૧૭}{૨૭}$, $\frac{૧૯}{૪૫}$. $\frac{૩}{૨૮}$, $\frac{૫}{૪૨}$, $\frac{૨૭}{૧ ૦૨}$, $\frac{૩૨}{૬૩}$.

( ૧૧ ) નીચેના અપૂર્ણાંકોના સરવાળા કરોઃ—

$\frac{૩}{૭} + \frac{૬}{૭} + \frac{૫}{૭}$. $\frac{૮}{૧૩} + \frac{૯}{૧૩} + \frac{૪}{૧૩} + \frac{૭}{૧૩}$.

$\frac{૪}{૫} + \frac{૯}{૫} + \frac{૮}{૫} + \frac{૧૭}{૫}$. $\frac{૩}{૪} + \frac{૨}{૩} + \frac{૫}{૭}$.

$\frac{૧}{૭} + \frac{૩}{૧૪} + \frac{૧૧}{૨૮}$. $\frac{૧}{૨} + \frac{૧}{૩} + \frac{૧}{૪} + \frac{૫}{૬} + \frac{૭}{૧૨}$.

$\frac{૫}{૯} + \frac{૬}{૧૧} + \frac{૧૧}{૧૨} + \frac{૧૦}{૩૩}.$ $\quad$ $\frac{૧}{૧૩} \quad \frac{૨}{૫} + \frac{૧૧}{૬૫} + \frac{૯}{૨૬}.$

$\frac{૧}{૩} + \frac{૪}{૩૫} + \frac{૮}{૬૩} + \frac{૪}{૨૧}.$ $\quad$ $\frac{૫}{૯} + \frac{૧૧}{૩૬} + \frac{૪}{૨૭} + \frac{૭}{૧૨}.$

$\frac{૪૧}{૨૨} + ૧\frac{૫}{૩૩} + ૧\frac{૫}{૬}.$ $\quad$ $૧\frac{૧}{૧૯} + ૨\frac{૭}{૩૮} + ૩\frac{૪}{૫૭} + \frac{૫}{૬}.$

$\frac{૬૩}{૭} + \frac{૪૫}{૧૪} + \frac{૧૦૦}{૨૮}.$ $\quad$ $\frac{૧૦૧}{૧૦૦} + \frac{૨૦૩}{૨૫} + \frac{૩૦૧}{૧૨૦} + \frac{૨૧}{૪}.$

$૧૧\frac{૧}{૧૮} + ૨\frac{૭}{૨૭} + \frac{૧}{૫૪} + \frac{૨}{૯}.$ $\quad$ $\frac{૧૦૦૦}{૨૪} + \frac{૧૦૦}{૮} + \frac{૧૦}{૩}.$

$૩\frac{૧}{૬} + ૪\frac{૨}{૭} + ૫\frac{૩}{૮} + ૬\frac{૪}{૯}.$

$૨\frac{૮}{૧૧} + ૯\frac{૪}{૩૩} + ૧૫\frac{૫}{૨૨} +$ ૭॥ $+ \frac{૧૯}{૪} +$ ૧૪॥ $+ \frac{૩}{૧૬}.$

$૯\frac{૩}{૪} +$ ૮। $+ ૧૫ + ૩\frac{૨}{૭}.$

૨૭॥ $+ ૧૭\frac{૫}{૧૨} + ૯\frac{૩}{૪} + ૧૯ + ૮\frac{૫}{૨૪}.$

( ૧૨ ) નીચેના અપૂર્ણાંકોની બાદબાકી કરો:—

$\frac{૧}{૩} - \frac{૧}{૪}.$ $\quad$ $\frac{૫}{૬} - \frac{૨}{૩}.$ $\quad$ $\frac{૫}{૧૪} - \frac{૧૧}{૧૮}.$

$\frac{૫}{૧૨૧} - \frac{૧}{૩૩}.$ $\quad$ $૫ - ૪\frac{૭}{૧૮}.$ $\quad$ $૪\frac{૨}{૩} - ૨\frac{૮}{૯}.$

$૧૧\frac{૭}{૩૩} - ૨\frac{૨૧}{૨૨}.$ $૫\frac{૩}{૧૪} - ૩\frac{૬}{૭}.$ $\frac{૭}{૧૨} - \frac{૭}{૧૬}.$

$૭ - ૪\frac{૫}{૧૮}.$ $૯\frac{૩}{૨૨} - ૮.$ $૬\frac{૩}{૨૫} - ૫\frac{૨}{૧૫}.$

$૧૭\frac{૩}{૨૦} - ૯\frac{૭}{૧૦૦}.$ $૧૯। - ૧૫\frac{૭}{૩૨}.$ $૮।।। - ૫\frac{૩}{૧૬}.$

૧૩ ) નીચેના અપૂર્ણાંકોની કીંમત કાઢો:—

$\frac{૧}{૩} + \frac{૩}{૪} - \frac{૨}{૩}.$ $\frac{૫}{૭} - \frac{૩}{૧૪} + \frac{૧}{૨}.$

$૪\frac{૨}{૩} + ૧\frac{૧}{૪} - \frac{૧}{૬} - ૧\frac{૫}{૮}.$

$૨\frac{૭}{૩૩} - \frac{૯}{૧૧} - \frac{૪}{૩}.$ $\frac{૧}{૬} + \frac{૫}{૭} - \frac{૧૩}{૪૨}.$

$૯ - \frac{૩}{૮} - ૨\frac{૫}{૧૨} + \frac{૭}{૧૫}.$ $૨\frac{૧}{૩} - \frac{૧}{૪} + ૧\frac{૧}{૫} - ૩\frac{૧}{૬}.$

$૩\frac{૭}{૮} - \frac{૧}{૧૬} + ૧\frac{૪}{૫} - ૫\frac{૧}{૪૦}.$

$\frac{૧૧}{૧૨} - \frac{૧}{૫} - \frac{૭}{૧૩} + \frac{૪}{૩૯} - \frac{૨}{૧૫}.$

$(\frac{૫}{૯} - \frac{૧}{૩}) + (૧\frac{૧}{૪} - \frac{૫}{૬}).$ $(\frac{૬}{૬} + ૧\frac{૩}{૨}) - (૧\frac{૪}{૩} + \frac{૨}{૩}).$

$૧\frac{૩}{૫} - (૪\frac{૩}{૭} + \frac{૧}{૮} - ૩\frac{૧}{૨}) + ૧\frac{૧}{૫}.$ $(૭\frac{૧}{૨} + ૨\frac{૩}{૪}) - (૧\frac{૫}{૬} + ૨\frac{૩}{૮} - \frac{૧}{૪}).$

$૫\frac{૩}{૮} - ૨\frac{૫}{૧૬} + ૩\frac{૧}{૪} - ૪।।।.$

$૭\frac{૨}{૯} + ૩\frac{૧}{૧૮} + ૨\frac{૩}{૪}$ − ૫॥ − ૨।.

$૯\frac{૬}{૧૩} + ૩\frac{૧}{૨૬} - ૮\frac{૩}{૫૨}$ − ૨॥.

( ૧૪ ) નીચેના અપૂર્ણાંકોના ગુણાકાર કરો:—

$\frac{૩}{૪} \times \frac{૫}{૬}$.  $\frac{૨}{૩} \times \frac{૩}{૮}$.  $\frac{૧૫}{૭} \times \frac{૨૧}{૧૬}$.  $\frac{૩૬}{૫} \times \frac{૧૭}{૨૧}$.

$૧\frac{૨}{૩} \times ૨\frac{૧}{૪} \times ૫\frac{૪}{૫}$.  $૩\frac{૪}{૭} \times ૮\frac{૧}{૪} \times ૧\frac{૫}{૧૬}$.

$\frac{૩૨}{૫}, \times \frac{૧૨}{૮} \times \frac{૫}{૨૮}$.  $૩\frac{૩}{૧૧} \times ૫\frac{૧}{૧૩} \times ૪\frac{૧}{૨} \times \frac{૩}{૫}$.

$\frac{૨૫}{૨૭} \times \frac{૨૪}{૧૭} \times ૬\frac{૪}{૫} \times ૯\frac{૧}{૪}$.  $૧૬\frac{૨}{૫} \times ૧\frac{૭૭}{૧૨૩} \times ૪\frac{૧૫}{૯૬} \times ૮\frac{૨}{૫}$.

$\frac{૭}{૮} \times ૨\frac{૧}{૭}$ ના $\frac{૩}{૪} \times ૧\frac{૭}{૯} \times \frac{૨}{૫}$.

$\frac{૧}{૨} \times \frac{૪}{૩} \times \frac{૧}{૪} \times \frac{૩}{૫} \times \frac{૫}{૬}$.

$\frac{૩}{૪}$ ના $\frac{૭}{૮}$ ના $\frac{૧૦}{૯} \times \frac{૪}{૨૧} \times ૧\frac{૧}{૨}$.

$૨\frac{૧}{૨}$ ના $૩\frac{૧}{૪}$ ના $૧\frac{૧}{૫}$ ના $૨\frac{૨}{૧૩} \times ૧\frac{૧}{૩}$.

$૨\frac{૧}{૨}$ ના $૩\frac{૧}{૪}$ ના $૧\frac{૧}{૫}$ ના $૨\frac{૨}{૧૩} \times ૧\frac{૧}{૩}$.

$\frac{૪}{૫}$ ના $૯×૭\frac{૧}{૨}×૪\frac{૨}{૩}$ ના $\frac{૭}{૮}$ ના $\frac{૪}{૩}$.

$\frac{૮}{૧૩}×૩૧×૧૯×\frac{૩}{૩૮}$ ના $\frac{૨}{૫}$.  ૭॥ $×૩\frac{૧}{૪}$ ના ૬॥। $×\frac{૨}{૯}$.

( ૧૫ ) નીચેના અપૂર્ણાંકોના ભાગાકાર કરો:—

$\frac{૨}{૩}÷\frac{૨}{૫}$.  $\frac{૭}{૯}÷\frac{૧૪}{૩}$.  $૩\frac{૫}{૭}÷૧\frac{૫}{૮}$.

$૯\frac{૩}{૭}÷૧૩\frac{૧}{૫}$.  $૧૨\frac{૩}{૮}÷૫\frac{૧}{૨}$.

$૧૦૪\frac{૧}{૬}÷૨\frac{૧}{૧૨}$.  $૧૭\frac{૧}{૧૭}÷૧\frac{૫૧}{૫૦૦}$.

$૨૫\frac{૫}{૧૮}÷૧\frac{૭}{૪૫}$.  $૭૩૨÷૫\frac{૬}{૧૧}$.  $૩૪\frac{૨}{૩}÷૩૯$.

$૧\frac{૧}{૩}÷૧\frac{૧}{૧}÷૧\frac{૧}{૯}$.  $\frac{૧}{૨}÷\frac{૩}{૪}÷\frac{૨}{૭}$.

$૩૧÷\frac{૫}{૪}÷૧૩$.  $૧૩\frac{૧}{૪}÷$ ૫॥। $÷૪૬$.

$૧૧\frac{૩}{૪}÷૩\frac{૨}{૯}÷૯\frac{૭}{૧૬}$.  $૨\frac{૩}{૮}÷\frac{૧૧}{૪}÷$ ૭॥.

$૯\frac{૭}{૧૨}÷૩\frac{૧}{૬}÷\frac{૨૩}{૨}$.

( ૧૬ ) નીચેના અપૂર્ણાંકોની કીંમત કાઢો:—

$\frac{૩}{૫}$ ના $\frac{૮}{૯}÷\frac{૬}{૭}$ ના $\frac{૩}{૪}$.  $\frac{૫}{૮}$ ના $૧\frac{૧}{૩}$ ના $૨\frac{૧}{૪}$ ના $૩\frac{૧}{૫}$.

$૧\frac{૧}{૨} \div ૨\frac{૧}{૩} \times ૩\frac{૧}{૪}$ ના $૧\frac{૧}{૩}$.

$\frac{૨}{૧૭}$ ના $\frac{૭}{૮} \div \frac{૩}{૪}$ ના $૧\frac{૧}{૩}$ ના ૫.

$૫\frac{૫}{૯} \div ૬\frac{૧}{૬} \times ૨\frac{૩}{૫}$.      $૩\frac{૩}{૪} \div ૨\frac{૩}{૪}$ ના $૧\frac{૨}{૩}$.

$૪\frac{૧}{૨}$ ના $૩\frac{૧}{૩} \div ૨\frac{૧}{૪}$ ના $૬\frac{૧}{૪}$.

$$\frac{\frac{૧૧}{૧૨}}{૭\frac{૧૭}{૧૮}}. \qquad \frac{૪\frac{૪}{૧૫} \text{ ના } ૨\frac{૫}{૮}}{૫\frac{૧}{૫} - ૪\frac{૧}{૨}}.$$

$૨\frac{૩}{૪} + ૧\frac{૨}{૫}$ ના $૫\frac{૨}{૭૭} \div \frac{૨}{૫}$ ના $\frac{૭}{૧૧} - ૪\frac{૧}{૭}$.

$૩\frac{૧}{૧૨} - ૫\frac{૧}{૨} \div ૪\frac{૧}{૩} \times ૧\frac{૨}{૧૧} - \frac{૫}{૨૪}$.

$૩\frac{૩}{૭} \div ૫\frac{૫}{૭}$ ના $\frac{૭}{૩૨} - ૨\frac{૨}{૭}$.      $૧\frac{૧}{૨}$ ના $\frac{૭}{૮} \div ૫\frac{૧}{૩} \times ૨\frac{૨}{૫}$.

$૧\frac{૧}{૨}$ ના $\frac{૭}{૮} \div ૫\frac{૧}{૩}$ ના $૨\frac{૨}{૫}$.

૯ના $\frac{૭}{૮} \times \frac{૬}{૭} \times ૮૦\frac{૧}{૯} \div ૮\frac{૩}{૪}$ ના $\frac{૪}{૫} \times \frac{૨}{૯} \times \frac{૩}{૭}$.

( ૧૭ ) નીચેની રકમોનું માગેલા સ્વરૂપમાં અપૂર્ણાંક રૂપ કરોઃ—

| | |
|---|---|
| ૩ આનાના રૂપીઆ કરો. | ૭ પાઇના આના કરો. |
| ૯ પાઇના રૂપીઆ કરો. | ૩ અધોળના શેર કરો. |
| ૯ શેરના મણ કરો. | ૫ મણની કળશી કરો. |
| ૫ વાલના તોલા કરો. | ૧૭ મણનાં ખેડીઆં કરો. |
| ૭ ઘડીના ભાર ? | ૧૭ તસુના ગજ ! |
| ૪ હંડ્રેડવેટના ટન ? | ૧૫ મિનિટના અવર કરો ? |
| ૭ શિલીંગના પૌંડ ? | ૪૫ વિપળની પળ ! |
| ૯ પેન્સના શિલીંગ ? | ૧૫ શિલીંગના ગિની ? |
| ૯ પાઈના રૂપીઆ? | ૮ પેન્સના પૌંડ ? |
| ૯ પેન્સના ગિની ? | ૫ પેન્સના ક્રૌન ? |
| ૨૫ શેરની ગાલ્લી ? | ૧૨ અધોળના મણ ? |
| ૧૫ વિપળની ઘડી ? | ૨૫ મિનીટના દિવસ ? |
| ૨૫ પૌંડના ટન ? | ૧૫ ઘડીના દિવસ ? |
| ૧૭ શેરનાં ખેડીઆં ? | ૧૮ શેરના ભાર ! |
| ૩૩ શેરની ગાલ્લી ? | ૧૫ શેરની ખાંડી ? |
| ૨ રતિના તોલા ? | ૭ વાલના તોલા ? |
| ૪ અધોળના ભાર ? | ૨૦ તસુના વાર ? |
| ૧૬ આંગળના હાથ ? | ૭ તસુના ફર્લાંગ ? |

૭ રૂ. ૫ આનાનું અપૂર્ણાંક રૂપ કરો

( ૧૮ ) નીચેની રકમોને તેના મોટામાં મોટા પરિણામના અપૂર્ણાંક રૂપમાં લાવો.

| | | |
|---|---|---|
| ફ્રો. આ. | ફ્રા. આ. પા. | ફ્રા. આ. પાઇ. |
| ૯ ૭ | ૫ ૮ ૩ | ૧૯ ૩ ૬ |
| પૌં. શિં. પે. | ગિ. શિ. પે. | મા. વાર ફ્રૂ. ઇં. |
| ૧૭ ૩ ૪ | ૧૯ ૫ ૩ | ૧ ૪ ૨ ૩ |
| હં. કવા. પૌં. | ભાર ધડી શેર. | ખાં. મ. શેર. |
| ૬ ૩ ૨૧ | ૧૫ ૭ ૧૨ | ૧૯ ૯ ૨૫ |
| એડીઆં મણ શેર. | ગાલ્લી મ. શેર. | |
| ૧૨ ૭ ૧૫ | ૨૦ ૧૫ ૩૨ | |
| અવર મિ. સે. | માઇલ ફ્રૂ. પોલ | તો. ગ. વા. રતિ |
| ૧૯ ૧૮ ૩૦ | ૧૫ ૬ ૧૫ | ૭ ૧ ૮ ૨ |
| ફ્રા. દો. બ. | મ. શેં. | ફ્રા. આ. | ગા. મણ. |
| ૮ ૪૫ ૪ | ૭ાા ૩ | ૫ા ૨ | ૫ાા ૫ |
| પૌં શિ. | ટન હં. | ભાર મ. | ખાં. મ. |
| ૧૨–૧૪ | ૨૭–૨ | ૨૫ાા ૩ | ૨૨ાા ૪ |
| પૌં. શિ. | ગા. મ. | કળશી મ. | શિ. પેન્સ |
| ૧૬–૧૨ | ૧૩ાા ૩ | ૧૭ા ૨ | ૬૨–૮ |
| તોલા વાલ | ખાંડી મણ | | |
| ૨૮ાા ૫ | ૧૩ાા ૪ | | |

# પ્રકરણ ૯ મું.

## ગુણોત્તર

| | | | | |
|---|---|---|---|---|
| ૧ શેર | ૧ અધોળ | કરતાં | કેટલા | ગણું ? |
| ૧ કળશી | ૧ શેર | ,, | ,, | ,, |
| ૧ તોલો | ૪ વાલ | ,, | ,, | ,, |
| ૧ ગજ | ૩ આંગળ | ,, | ,, | ,, |
| ૧ હંડ્રવેટ | ૪ રતલ | ,, | ,, | ,, |
| ૧ ફર્લાંગ | ૨ ઈંચ | ,, | ,, | ,, |
| ૪ કળશી | ૧ મણ | ,, | ,, | ,, |
| ૩ ગજ | ૧ તસુ | ,, | ,, | ,, |
| ૪ હંડ્રવેટ | ૧ ઔંસ | ,, | ,, | ,, |
| ૨ ગાલ્લી | ૩ મણ | ,, | ,, | ,, |
| ૮ તોલા | ૪ વાલ | ,, | ,, | ,, |
| ૨ વાર | ૪ તસુ | ,, | ,, | ,, |
| ૪ ક્વાર્ટર | ૧૨ ડ્રામ | ,, | ,, | ,, |
| ૧૨ પોલ | ૪ ઈંચ | ,, | ,, | ,, |
| ૪ અધોળ | ૧ શેરના | કેટલામો | ભાગ ? | |
| ૧૨ ઔંસ | ૧ ટનનો | ,, | ,, | |
| ૪ આંગળ | ૨ વારનો | ,, | ,, | |
| ૨ રતી | ૧ તોલાનો | ,, | ,, | |
| ૧ હનુ | ૧ રૂપીઆનો | ,, | ,, | |

૩ મણ ૨ શેર, એ ૭ મણ ૧૫ શેરનો કેટલામો ભાગ?
પૌં. ૪–૫–૨ પેન્સ, એ પૌં. ૧૩–૭–૩ પેન્સનો „ „
૨ ક્વા. ૪ પૌં., એ ૩ હં. ૧ ક્વા. ૩ ઔંસનો „ „
૧૫ પો. ૩ યા. ૨ ફૂ., એ ૨ ફૂ. ૩ પો. ૨ ફૂ. ૯ ઇંચનો
કેટલામો ભાગ?

રૂ. ૧૫–૫–૨ પાઈ, એ રૂ. ૩–૭–૪ પાઇથી કેટલા ગણા?
વાર ૨–૧–૩ તસુ, એ ૧ વાર ૮ તસુથી „ „
ગાલ્લી ૩–૨–૪ શેર, એ એડીયાં ૨–૫–૮ શેરથી „ „
રૂ. ૫–૨–૭ પાઇ, એ રૂ. ૧૫–૨–૧ પાઇનો કેટલામો ભાગ?

---

# ત્રિરાશી.

( ૧ ) રૂા ૩ાા≈ નું ૩૬ વાર કાપડ મળે, તો ૪ વારનું શું પડે?
( ૨ ) રૂા. ૧ ની ૧૬ શેર બાજરી મળે, તો ૪ મણનું શું પડે?
( ૩ ) રૂા. ૨ નો ૮ શેર ગોળ મળે તો ૧ાા ખાંડી ગોળનું શું?
( ૪ ) ૧૪ ઘોડાની કિંમત રૂ. ૧૬૮ પડે તો ૫ ઘોડાનું શું પડશે?
( ૫ ) ૩ આનાની ૨૫ કેરી મળે તો ૩૨૫ કેરીનું શું?
( ૬ ) એક માણસનો ૧૦ માસનો પગાર રૂ. ૪૫ હોય તો ૧૬ માસનો પગાર કેટલો?
( ૭ ) ૧૬ વાર કપડાની કિંમત રૂ. ૧૫ પડે તો ૪ વારનું શું?

( ૮ ) ૩૫ ઘેટાં ૨૦ શેર ઉન આપે તો ૬૩ ઘેટાં કેટલું ઉન આપે ?

( ૯ ) ૧ આનાનાં ૫ ડઝન બરૂ મળે તો રૂ. ૮–૧૧–૬ નાં કેટલાં બરૂ મળે ?

( ૧૦ ) ૫૦૦ ગાગર પાણી બહાર કાઢવાને ૧૩ કલાક લાગે તો ૨ ૫ ૬૦ ગાગર પાણી બહાર કાઢવાને કેટલા કલાક લાગે ?

( ૧૧ ) તો. ૧. વા. ૧૩. ૧ રતી સોનાની કિંમત રૂ. ૩૨–૮–૦ પડે તો ૫ વાલ અને ૨ રતી સોનાનું શું પડશે ?

( ૧૨ ) ૫ વાર ૩ ઈંચ બનાતની કિંમત રૂ. ૩૯–૧૨–૦ થાય તો ૨૫ વાર ૧ ફૂટ ૩ ઇંચનું શું ?

( ૧૩ ) ૧$\frac{૧}{૨}$ ટન કોલસાની કિંમત ૪૨ પૌં. ૧૨ શિ. ૩ પેન્સ પડે તો હં. ૬–૩ કવા. ૪ પૌંડ કોલસાનું શું થશે ?

( ૧૪ ) રૂ. ૩–૫–૪ પાઇનું ૩ શેર ૩ અધોળ ઘી મળે તો રૂ. ૧૬–૧૦–૮ પાઇનું કેટલું મળે ?

( ૧૫ ) એક મણ ઘીની કિંમત રૂ. ૩૪ પડે છે તો ૩ શેર ઘીનું શું બેસે ?

( ૧૬ ) એક વહાણ ૩ માઇલ ૧ ફ. અર્ધા કલાકમાં જાય છે તો ૩૦૦૦ માઇલ લાંબો આટલાંટીક મહાસાગર ઓળંગવાને કેટલી મુદત લાગશે ?

( ૧૭ ) બે શહેર વચ્ચે ૧૧ માઇલ ૨ ફે. ૧૮ પોલનું અંતર છે. એક ગાડીના પૈડાનો ઘેરાવો ૧૨ ફૂટ છે તો એક શહેરથી બીજે શહેર જતાં સુધીમાં પૈડાના કેટલા આંટા થશે.

( ૧૮ ) ૨૪ ફુટ ઉંચી લાકડીનો પડછાયો ફુ. ૩૬. ૮ ઇંચ પડે તો જે બુરજનો પડછાયો ૯૧ ફુટ–૮ ઇંચ પડે છે તે બુરજની ઉંચાઇ કેટલી ?

( ૧૯ ) એક માણુસ કલાકના ૪ માઇલ ચાલતો પૃથ્વીની પ્રદક્ષિણા કરવા નીકળેછે. પૃથ્વીનો ઘેરાવો ૨૫ ૦ ૦૦ માઇલ હોય તો તેને પ્રદક્ષિણા પૂરી કરી રહેતાં કેટલા દિવસ લાગશે ?

( ૨૦ ) ૨૫ માણુસ ૨૦ એકર જમીનનું ઘાસ એક દિવસમાં કાપે તો તેટલાજ વખતમાં ૩૫ માણુસ કેટલા એકર જમીનનું ઘાસ કાપશે ?

( ૨૧ ) ૨૫ માણુસો એક કામ ૧૨ દિવસમાં કરે તો તે કામ ૩૦ માણુસો કેટલા દિવસમાં કરશે ?

( ૨૨ ) ૩૨ માણુસો એક કામ ૧૫ દિવસમાં કરે છે તો ૩૨ દિવસમાં તેજ કામ કરવાને કેટલાં માણુસ જોઇશે ?

( ૨૩ ) બે ગામમાંથી સરખી આવક મેળવવી છે. જો એક ગામમાં ૭ ૨૦ ઘર હોય ત્યાં ઘર દીઠ રૂ. ૪–૮–૦ લેવામાં આવે તો ૧ ૮ ૦૦ ઘરની વસ્તીવાળા ગામમાં ઘર દીઠ કેટલો વેરો લે ?

( ૨૪ ) જેટલા ભાડામાં ખાં. ૨ મ. ૯ શેર. ૧૦ બોજો ૧૮૦ માઇલ લઇ જવાય તેટલા ભાડામાં ખાં. ૧૧ મ. ૧૨ શેર. ૪ બોજો કેટલા માઇલ લઇ જવાય ?

( ૨૫ ) એક કોઠારનું અનાજ ૪૫ માણસોને ૧૮ દિવસ ચાલે છે તો ૬૦ માણસોન તે કેટલા દિવસ ચાલશે ?

( ૨૬ ) આગ્રાનો તાજમહાલ બાંધવા ૩ ० ०० માણસો ૧૫ વરસ કામે લાગ્યાં તો ૮ વરસમાં બાંધી દેવા માટે કેટલાં માણસ જોઇએ ?

( ૨૭ ) રૂ. ૩-૧૦-૧૦ એ ગજ પ્રમાણેનો ૧૫૦ ગજ કીનખાબ આપીને ૧૨૦ ગજ મશરૂ લીધો તો મશરૂ કેમ ગજ પડયો ?

( ૨૮ ) અચ્છેર રૂનો દોરો ૪ ૨ ०० વાર લાંબો નીકળે છે. તો ૨૪ ० ०० હજાર માઇલ દૂર આવેલા ચંદ્ર સુધી પહોંચે એટલો લાંબો દોરો કાઢવાને કેટલું રૂ જોઇએ ?

( ૨૯ ) ૮ ૨૦ છોકરાની નિશાળમાં ૧ ૨૩ છોકરા મારી ભણતા હોય તો સેંકડે કેટલા મારી ભણતા હશે ?

( ૩૦ ) એક વેપારીએ ૧ રૂપીઆનું ૩ મણ પ્રમાણે ૨૦ ગાલ્લી અનાજ વેચાતું લીધુ. અને તે સઘળું રૂ. ૪૦ નફો લઇ વેચી નાખ્યું તો તેણે રૂ. ૧ નું કેટલા મણ વેચ્યું ?

( ૩૧ ) એક ખેતરની કાપણી કરવા રોજ ૧૮ મજુરો કામે લાગે તો ૧૫ દિવસમાં કામ પુરૂ થઇ રહે છે. તો ૯ દિવસમાં કાપણી કરી લેવી હોય તો કેટલા મજુર કામે લગાડવા ?

( ૩૨ ) ૮ કડીયા એક અઠવાડીયામાં ૩૯ ગજ લાંબી દિવાલ બાંધે છે તો ૫૨ કડીયા એવી જ દિવાલ એટલાજ વખતમાં કેટલી બાંધશે ?

( ૩૩ ) દરેક માણુસને જો દરરોજ ૩ શેર અનાજ આપવામાં આવે તો એક લશ્કરની ટુકડીને ૭૦ દિવસ ચાલે તેટલો કિલ્લામાં ખોરાક છે. હવે જો દરેક માણુસને દરરોજ ૨$\frac{1}{2}$ શેર અનાજ આપવામાં આવે તો તે ખોરાક કેટલા દિવસ ચાલશે ?

( ૩૪ ) વગર પૈસાની લોઢી વરસ ચાલે તો આઠ પૈસાની લોઢી કેટલા વરસ ચાલે ?

( ૩૫ ) એક રસ્તો બાંધવા માટે દર ૩૦૦ ફુટે રૂ. ૭૫–૮–૩ પાઇ ખરચ થાય તો એવો ૧૫ માઇલ રસ્તો બાંધવા શું ખરચ થશે ?

( ૩૬ ) એક ગૃહસ્થની ૨૫૦ એકર જમીન છે; તેમાંની ૧૦૦ એકર બાગાયત અને ૧૫૦ જરાયત છે, બાગાયત જમીનનો આકાર દર એકરે રૂ. ૫ાા પ્રમાણે છે અને જરાયતનો આકાર દર એકરે રૂ. ૧ાા પ્રમાણે છે; તો તેને એકંદર કેટલો આકાર ભરવો પડતો હશે ?

( ૩૭ ) ૨૫ એકર જમીનનું મહેસુલ રૂ. ૮૨–૧૨–૦ પડે છે તો ૪૫ એકર જમીનનું મહેસુલ કેટલું ?

( ૩૮ ) પાણીના નળવાટે ૨ મિનિટ ૩૦ સેકંડમાં ૩૫ શેર પાણી નીકળે છે તો ૩ા મણ પાણી માય તેવડા વાસણને ભરાતાં કેટલી વાર લાગશે ?

( ૩૯ ) એક જમીનના $\frac{૩}{૭}$ ભાગની કિંમત રૂ. ૧૨૫૭–૧૨–૩ પાઇ હોય તો તે સઘળી જમીનની કિંમત કેટલી ?

( ૪૦ ) એક વહાણના $\frac{૩}{૧૬}$ ભાગની કિંમત રૂ. ૨૬ પડે છે તો એ વહાણના બાકીના ભાગની શી કિંમત ?

( ૪૧ ) એક ભીંતે ૨ ફુ. ૪ ઇંચ પહોળાઇના ૩૦ કાગળ ચોઢાઇ રહે છે. હવે ૧૨ કાગળ ચોઢવાથી તે ભીંત પૂરી થઇ, તો કેટલી પહોળાઇના કાગળ વાપર્યા ?

( ૪૨ ) એક જાજમ કરવામાં ૧ ગજ. ૫ તસુ પનાનું ૧૩૫ વાર કાપડ જોઇએ તો તેને બદલે ૧ ગજ ૩ તસુ પનાનું કેટલું કપડું જોઇશે ?

( ૪૩ ) મોહનલાલ અને મગનલાલ બને એક જ જગ્યાએથી એક જ વખતે એક જ દિશામાં દોડવા માંડ્યુ. મોહન ૧૧ યાર્ડ ચાલે તેટલામાં મગન ૧૮ યાર્ડ ચાલે છે. તો મગન ૩ માઇલ ગયો તેટલામાં મોહન મગનનાથી કેટલો પાછળ પડેલો ?

( ૪૪ ) એક માણસની વાર્ષિક આવક રૂ. ૧ ૦ ૦૦ છે. અને તેને રૂપીએ પાંચ પાઇ પ્રમાણે આવક વેરો આપવો પડે છે તો કર જતાં તેની ચોકખી આવક કેટલી ?

( ૪૫ ) એક માણસ પોતાની વાર્ષિક કમાઇ ઉપર દર રૂપીએ પાંચ પાઇ પ્રમાણે રૂ. ૧૭–૮–૦ આવક વેરો આપે છે ત્યારે તેની ચોકખી કમાઇ કેટલી ?

( ૪૬ ) ૧૫ વર્ષનો માણુસ પાંચ ફુટ ઉંચો હોય તો ૪૫ વર્ષનો માણુસ કેટલો ઉંચો હોય ?

( ૪૭ ) એક શાહુકારે દેવાળુ કાઢ્યું ત્યારે તેને રૂ. ૮ ૫૦ કરજ હતું અને તેને તેની બધી મીલ્કત વેચતાં રૂ ૪ ૭૫ ઉપજ્યા તો તેણે દર રૂપીએ શા પ્રમાણે દેવું પતવ્યું ?

( ૪૮ ) એક દેવાળીઆએ પોતાની રૂ. ૯ ૬૦ ની પુંજી પોતાના માગનારાઓને દર રૂપીએ ૭ આ. ૬ પાઇ પ્રમાણે વહેંચી આપી ત્યારે તેને દેવું કેટલું હશે ?

( ૪૯ ) રૂ. ૬ નું ૮ મણુ તો ૧૨ પાવલીઓનું કેટલા મણુ ?

( ૫૦ ) ૧૦ બળદના બદલામાં ૩૫ ઘેટાં મળે તો ૯૧ ઘેટાં માટે કેટલા બળદ આપવા ?

# પ્રકરણ ૧૦ મું.

## પરચુરણ

( ૧ ) ચાર આંકડાની નાનામાં નાની સંખ્યા લખો.

( ૨ ) એક ખેડુતે રૂ. ૧૩૭ માં એક બળદ વેચાતો રાખ્યો, અને રૂ. ૧૦ ની ૧૪ નોટો ગણી આપી તો તેને કેટલા રૂપીઆ પાછા મળશે ?

( ૩ ) એક હોજમાં પાણી નથી. તેની અંદર પાણી આવવાનો, અને બહાર જવાનો એકેકો નળ છે. જો આવવાના નળ વાટે એક કલાકમાં ૬૭ બ્હેડાં પાણી આવે અને જવાના નળ વાટે એક કલાકમાં ૩૫ બ્હેડાં પાણી વહી જાય તો બન્ને નળ ચાર કલાક છૂટા મૂકવાથી હોજમાં કેટલું પાણી આવશે ?

( ૪ ) કોઇ રકમને ચાર ગણી કરી તેમાં ૮ ઉમેરવાથી જે સરવાળો થાય તેને ૮ વડે ગુણી ગુણાકારને ૩૨ વડે ભાગવાથી ભાગાકાર ૬ આવે છે તો તે રકમ કઇ ?

( ૫ ) એક માણસે પોતાની નોંધપોથીમાં નીચે પ્રમાણે હિસાબ લખ્યો છેઃ—

| | આવક. | ખર્ચ. |
|---|---|---|
| સોમવાર | રૂ. ૩૭– ૮– ૩ | રૂ. ૨૫–૧૨–૯ |
| મંગળવાર | .. ૨૭– ૪– ૬ | .. ૩૨– ૭–૫ |

| | | |
|---|---|---|
| બુધવાર | ,, ૪૦–૧૩–૧૧ | ,, ૧૭– ૬–૪ |
| ગુરૂવાર | ,, ૨૨– ૯– ૬ | ,, ૩૫–૧૫–૭ |
| શુક્રવાર | સોમવારથી બેવડી. | મંગળવાર જેટલો |
| શનિવાર | રૂ. ૩–૨–૪ | ગુરૂવાર જેટલો |
| રવિવાર | કંઈ નહિ | રૂ. ૫–૯–૧૦ |

ત્યારે તેની પાસે રવિવારે રાત્રે શું વધ્યું હશે ?

( ૬ ) મોટામાં મોટા કયા માપનો વાંસ લીધાથી ૨૪યાર્ડ–૧ફૂટ–૮ઈંચ અને ૯૨યાર્ડ–૧ફૂટ–૪ઇંચ બરાબર મપાઇ રહે ?

( ૭ ) સવામણનું લાકડું, માંહે પેઠું માંકડું, તે રોજ ટાંક ટાંક ( પૈસાભાર ) ખોતરે તો લાકડું ક્યારે પૂરૂ થાય ?

( ૮ ) શેર કાનમી રૂનો તાર ૧૩ માઇલ લાંબો થાય છે તો ચંદ્ર સુધી પહોંચે એવડો દોરો કાઢવા માટે કેટલું રૂ જોઇશે ? ( ચંદ્રનું અંતર ૨૪ ૭ ૦૦ માઇલ છે. )

( ૯ ) એક ઘર પંદર દિવસમાં તૈયાર કરવું હોય તો દરરોજ ૨ ૧૬ માણસો જોઇએ છે. તો ૫૪ દિવસમાં તેજ ઘર તૈયાર કરાવવા માટે દરરોજ કેટલાં માણસ કામે લગાડવાં ?

( ૧૦ ) $\frac{૧૩}{૧૫}$, $\frac{૧ ૧૧}{૧ ૦૫}$, $\frac{૨ ૧૩}{૨ ૨૫}$ ને ઉતરતા ક્રમમાં ગોઠવો.

( ૧૧ ) પાંચ આંકડાની મોટામાં મોટી સંખ્યા લખો.

( ૧૨ ) એક નિશાળમાં ૪૭૦ છોકરા છે. તેમાં ૧૬૯ ઉઠી ગયા અને ૨૩૫ નવા દાખલ થયા તો છેવટે કેટલી સંખ્યા શાળામાં રહી હશે?

( ૧૩ ) ભાજક ૨૭, ભાગાકાર ૪૩૬ અને શેષ ૧૫ છે તો ભાજ્ય કેટલો?

( ૧૪ ) નડીઆદ ગામની નવ ભાગોળો. એકેકી ભાગોળે નવ નવ લીમડા. એકેકે લીમડે નવ નવ ડાળ. એકેકે ડાળે નવ નવ શીંકાં. એકેકે શીંકે નવ નવ ઘાડવા. એકેકા ઘાડવામાં નવ નવ શેર ઘી. એકેક શેર ઘીના નવ નવ આના. ત્યારે તે ઘીની કુલ કિંમત કેટલી?

( ૧૫ ) એક પાદરી પાસે એક બાગ છે તેની કિંમત પૌંડ ૪૬૮–૫–૩ પેન્સ છે. બાગની કિંમતમાં પૌંડ ૩૭૨–૧૭–૧૦ પેન્સ ઉમેરો તો બંગલાની કિંમત આવશે. બાગ અને બંગલાની કિંમતમાં પૌંડ ૯૬૫–૧૩–૮ પેન્સ ઉમેરો તો તે પાદરીની રોકડ દોલત આવશે. ત્યારે તે પાદરી પાસે બાગ, બંગલો તથા રોકડ દોલત મળીને કેટલી મીલ્કત હશે?

( ૧૬ ) એવી બે સંખ્યા કહો કે જેનો દૃઢભાજક ૧૯ હોય અને તે બે સખ્યા ૧૪૦ અને ૨૧૦ ની વચ્ચે હોય?

( ૧૭ ) એક સંખ્યાને ચાર ગણી કરી પાંચે ભાગ્યા. ભાગાકારમાં બે ઉમેરી ચારે ગુણ્યા. ગુણાકારમાંથી એક બાદ કરી સાતે ભાગ્યા. જો ભાગાકાર ૧૭ હોય તો તે સંખ્યા કઈ?

( ૧૮ ) મુંબઈથી રાત્રે ક. ૨૧–૩૦ મિનિટે ઉપડતી આગગાડી અમદાવાદ સવારે ક. ૧૧–૧૦ મિનિટે પહોંચે છે. એ અંતર ૩ ૬૯ માઇલ છે. તો આગગાડીની ઝડપ દર કલાકે કેટલી હશે?

( ૧૯ ) મોહનથી મગન ૧ ૩૦ યાર્ડ આગળ છે. તેને મોહને પકડવો એવી સરત કરી બન્ને જણુ સાથે દોડવા લાગ્યા. મગન ૩ યાર્ડ જાય તેટલામાં મોહન ૫ વાર જાય છે. ત્યારે મોહન કેટલું દોડયા પછી મગનને પકડશે?

( ૨૦ ) પૌંડ ૧ ૦૨–૧૨–૬ પેન્સનું પૌંડમાં અપૂર્ણાંક રૂપ કરો.

( ૨૧ ) ત્રણુ અને સાત એ બે આંકડાનો દરેક સંખ્યામાં એકજ વખત ઉપયોગ કરી જેટલી સંખ્યા બનતી હોય તેટલી બનાવો.

( ૨૨ ) ગાય, ભેંસ અને બળદ એ ત્રણેની મળીને કિંમત રૂ. ૭ ૪૯ થાય છે. ગાય અને ભેંસની મળીને રૂ. ૪ ૮૬ થાય છે. તો બળદની કિંમત કેટલી હશે?

( ૨૩ ) એક લાકડું ૧૦ વાર લાંબુ છે. તેના એક હાથ જેવડા કકડા કાપવા છે. જો વહેરનારને દરેક વહેર કર્યા બદલ બે આના મજુરી મળે તો બધા વહેર કરતાં શું ખર્ચ લાગશે?

( ૨૪ ) સાડત્રીસ રૂપીઆ અને નવ આના ત્રણ પાઇની બાદબાકી-
માંથી બાર રૂપીઆ ચાર આના નવ પાઇ બાદ કરો.

( ૨૫ ) શિક્ષકે છોકરાને પચાસ લાખ પાંચસો ત્રણ લખવા કહ્યું.
તેણે ૫૦ ૫ ૦૩ લખ્યા. તો તેણે કેટલા ઓછા લખ્યા ?

( ૨૬ ) ૧ ૭૪, ૫૮, ૨ ૬૧ અને ૨ ૦૩ ને નિઃશેષ ભાગી
શકે તેવી મોટામાં મોટી સંખ્યા કયી ?

( ૨૭ ) એકસો પોણા લાખમાંથી કેટલા લઇએ તો પોણાલાખ
એકસો રહે ?

( ૨૮ ) દરરોજ આઠ કલાક ચાલવાથી જે મુસાફરી ૧૫ દિવસમાં
પૂરી થાય તે મુસાફરી દરરોજ ૧૦ કલાક ચાલવાથી કેટ-
લા દિવસમાં પૂરી થશે ?

( ૨૯ ) આ. ૪–૩ પાઇનું એક વાર એવું ૬૦ વાર કાપડ હોય
તેને બદલે આ. ૩–૯ પાઇના ભાવનું કેટલા વાર કાપડ
લઇ શકાય ?

( ૩૦ ) રૂ. ૬૫–૧૦–૩ પાઇનું રૂપીઆમાં અપૂર્ણાંક રૂપ કરો ?

( ૩૧ ) પાંચ, ત્રણ અને નવ એ ત્રણ આંકડાનો દરેક સંખ્યામાં
એકજ વાર ઉપયોગ કરી જેટલી સંખ્યા બને તેટલી લખો.

( ૩૨ ) એક વર્ષમાં ૫૨ રવિવારની રજાઓ પડે છે. તે સિવાય
દિવાળી, હોળી અને બીજા તહેવારોની મળી ૪૭ દિવસ

રજાઓ પડે છે. તો શાળા વર્ષમાં કેટલા દિવસ ઉઘાડી રહેતી હશે ?

( ૩૩ ) મોટામાં મોટી પાંચ અંકની સખ્યાને નાનામાં નાની ત્રણ અંકની સંખ્યાએ ગુણો.

( ૩૪ ) એક લશ્કરમાં ૨ ૫ ૪૮ પાયદળ છે અને ૧ ૭ ૬૦ ઘોડેસ્વાર છે. દરેક પાયદળનું માસીક ખર્ચ રૂ. ૧૫–૭–૦ અને દરેક ઘોડેસ્વારનું રૂ. ૩૩–૮–૦ છે. તો તે લશ્કરનું વાર્ષિક ખર્ચ કેટલું ?

( ૩૫ ) સરખે હિસ્સે ખર્ચ આપવાનો ઠરાવ કરી ચાર મિત્રો ઉત્તર હિંદની મુસાફરીએ નીકળ્યા. દરેકે ઘેરથી રૂ. ૨૫૦) લીધા હતા. જ્યારે ઘેર પાછા ફર્યા ત્યારે પહેલા પાસે રૂ. ૧ ૫૨–૭–૬ પાઇ, બીજા પાસે રૂ. ૪૦–૫–૩ પાઇ, ત્રીજા પાસે રૂ. ૬૮–૧૨–૯ પાઇ અને ચોથા પાસે રૂ. ૩૮–૭–૬ બાકી રહ્યા હતા. તો હવે તેઓએ પોતાનો હિસાબ કેમ ચૂકવવો ?

( ૩૬ ) નાનામાં નાની એવી કયી સંખ્યા છે કે જેનો ૩, ૫, ૬ અને ૭ નિઃશેષ ભાજક થાય ?

( ૩૭ ) એક શેર ચાંદીની કિંમત રૂ. ૩૪॥ પડે તો શેર ૨૨॥ ચાંદીની શી કિંમત પડે ?

( ૩૮ ) એક ગ્રોસ ( ૧૨ ડઝન ) પેન્સીલની કિંમત રૂ. ૩॥ પડે તો ૨ ૭ ૩૬ પેન્સીલનું શું પડશે ?

( ૩૯ ) એક વેપારીએ એક રૂપીઆનાં ચાર મણ પ્રમાણે રૂ. ૧ ૫૦ નાં લાકડાં ખરીદ્યાં. તેમાંથી ૨ ૫૦ મણ લાકડાં ઘરખરચ સારૂ રાખી બાકીનાં તેટલા જ રૂપીઆમાં વેચી દીધાં. તો તે શા દરે વેચ્યાં ?

( ૪૦ ) એક ગૃહસ્થે પોતાની પેદાશ પર દર રૂપીએ ૨ાા પાંઇ પ્રમાણે કર આપતાં બાકી રૂ. ૧૧ ૮ ૪૩–૧૨–૦ રહે છે. તો તેની પેદાશ કેટલી ?

( ૪૧ ) અઢારસો પંચાણું અને એક હજાર આડસો પંચાણુંમાં શો ફેર છે તે કહો ?

( ૪૨ ) બે માણસો એક બીજાને મળવા માટે બે જુદા જુદા ગામથી સવારમાં સાત વાગે નીકળ્યા. દરેક જણ ચચ્ચાર કલાક ચાલ્યા પછી તેઓ મળ્યા. તો તે વખતે કેટલા વાગ્યા હશે ?

( ૪૩ ) ગુણાકાર ૧૬ ૧ ૨૫ છે અને ગુણ્ય ૨૫ છે તો ગુણક કેટલો ?

( ૪૪ ) પોણા સાતસેં અને પોણી સાતસેં એ બેમાં કયી રકમ કેટલી મોટી ?

( ૪૫ ) ૭, ૫, ૯, ૩, ૮, એ પાંચ આંકડાની નાનામાં નાની અને મોટામાં મોટી સંખ્યા લખો.

( ૪૬ ) એક ઘંટના ટકોરા દર સાત સેકંડે અને બીજાના નવ સેકંડે વાગે છે. બન્ને ઘંટના પ્રથમ ટકોરા સાથે વાગ્યા

પછી કેટલા વખતે બન્ને ટકોરા સાથે વાગશે. અને તે દરમીયાન દરેક ઘંટના કેટલા ટકોરા થશે ?

( ૪૭ ) ચીન દેશની દિવાલ બાંધવાને ૫૦ ૦ ૦૦ માણુસો ૪૫ વરસ કામે લાગ્યાં હતાં. જો તે દિવાલ પાંચ વરસમાં બાંધવી હોય તો કેટલાં માણુસ કામે લગાડવાં.

( ૪૮ ) ૭ મણુ ઘઉંની કિંમત રૂ. ૨૪-૮-૦ છે તો ૧૨ મણુ ઘઉની કિંમત કેટલી પડશે ?

( ૪૯ ) એક ગામને શત્રુએ ઘેરો ઘાલ્યો છે. ગામમાં ૧ ૫ ૦૦ માણુસની વસ્તી છે તેમને રોજ ૧I શેર પ્રમાણે અનાજ આપે તો ૪૮ દિવસ સુધી ચાલે તેટલો ખોરાક છે. જો તે ખોરાક ૭૨ દિવસ ચલાવવો હોય તો દરેકને દરરોજ કેટલું અનાજ આપવું ?

( ૫૦ ) એક દિવસે સવારના ૧૦ વાગે એક ઘડીઆળ બરોબર મૂક્યું હતું. બીજે દિવસે સાંજના બરાબર ૪ વાગે જોયું તો તેમાં ૪માં ૧૦ મિનિટ કમી હતી. ત્યારે તે ઘડીઆળ દર કલાકે કેટલું ધીમું ચાલ્યું હશે ?

( ૫૧ ) પૃથ્વીથી સૂર્યનું અંતર નવ કરોડ સત્તર લાખ છોતેર હજાર માઇલ છે તે આંકડામાં લખો.

( ૫૨ ) બાપ અને તેના દીકરાની ઉંમર મળીને હાલ ૬૭ વર્ષ છે. ચાર વર્ષ પહેલાં તે બન્નેની ઉંમર મળીને કેટલી હશે ?

( ૫૩ ) નાનામાં નાની એક એવી સંખ્યા શોધી કાઢો કે તે ૫ ૬૪ માં ઉમેરવાથી ૧૧ વડે નિશેષ ભાગી શકાય ?

( ૫૪ ) એક માણસને જેટલા દિવસ હાજર રહે તેટલા દિવસની એક રૂપીઆ પ્રમાણે રોજી મળે છે. પણ જે દિવસે ગેરહાજર રહે તે દિવસે દોઢ રૂપીઓ દંડ આપવો પડે છે. જો તે માણસ દર ત્રણ દિવસ હાજર રહ્યા પછી ચોથે દિવસે ગેરહાજર રહે, અને એ રીતે નોકરી કરતાં નોકરીની મુદત પુરી થયે તેને રૂ. ૭૩-૮-૦ મળ્યા તો તેને કુલ કેટલા દિવસ નોકરી કરી હશે ?

( ૫૫ ) નીચેની આદગાકીમાં જ્યાં * આવી નિશાનીઓ છે ત્યાંના આંકડા ભૂસાઇ ગયા છે. તે શોધી કાઢી લખો:—

| રૂપીઆ | આના | પાઇ |
|---|---|---|
| ૫૭ * ૩૪ | * | * |
| ** ૨ ૬* | ૭ | ૩ |
| ૩૯ ૫ ૬૫ | ૧૩ | ૧૦ |

( ૫૬ ) હું એક ટોપલી ભરી બોર લઇ નિશાળમાં વહેંચવા ગયો. મેં દરેક વિદ્યાર્થીને બબ્બે આપવા ભાગ પાડ્યા તો પણ એક બોર વધ્યું. ત્રણ ત્રણ આપવા ભાગ પાડ્યા તો પણ એક બોર વધ્યું. પાંચ પાંચ આપવા ભાગ પાડ્યા તો પણ એક વધ્યું. સાત સાત આપવા ભાગ પાડ્યા તો પણ એક વધ્યું. છેવટે બાકીને તેર તેર બોર આપવાના ભાગ

પાડયા તો પણ એક બોર વધ્યું. એટલે તે હું ખાઇ ગયો. ત્યારે મારી ટોપલીમાં ઓછામાં ઓછાં બોર કેટલાં હશે ?

( ૫૭ ) એક વેપારીએ મણ ૪ ૮ શેર ઘી રૂ. ૧ ૨૬।। માં લીધું, તે ઉપર રૂ. ૩।।। ≋ જકાતના અને રૂ. ૦) ≋ વૈતરાના બેઠા. તેને જો એ ઘી ઉપર રૂ. ૧૧) ≈ નફો ખાવો હોય તો એ ઘી તેણે કેમ મણ વેચવું ?

( ૫૮ ) દર રૂપીઆનાં ચાર મણ પ્રમાણે રૂ. ૪૫ નાં લાકડાં વેચાતાં લઇને તે બધાં દર રૂપીઆનાં ત્રણ મણ પ્રમાણે વેચી નાખું તો મને નફો કેટલો થાય ?

( ૫૯ ) એક દેવાળીઆએ પોતાનું દેવું રૂપીઆના સાત આના પ્રમાણે ચૂકવ્યું, જો તેણે દેવું ચૂકવવામાં રૂ. ૭ ૦૦ આપ્યા હોય તો તેનું દેવું કેટલું હશે ?

( ૬૦ ) એક માણસને ઘેર બે ઘોડા, ત્રણ ગાય, ચાર બળદ, સાત ભેંસો, પાંચ હજાર રૂપીઆ, બાર ઘર અને બસો બત્રીસ માણસ છે તો તેને ત્યાં બધું મળીને કુલ કેટલું અને શું હશે ?

( ૬૧ ) કેટલા લાખ હોય તો એક કરોડ થાય ?

( ૬૨ ) એક નોકરને રૂા. ૨ ૦૦ પગાર મળવાનો હતો. પણ તેણે રૂા. ૧ ૮૭ અને એક વીંટી લીધી તો વીંટીની કિંમત કેટલી?

( ૬૩ ) એક માણસે પોતાની રૂા. ૭ ૦ ૦૦ ની મીલ્કત પોતાના ત્રણ છોકરાઓને એવી રીતે વહેંચી આપી કે મોટાના કરતાં

વચટને બમણી, અને વચટ કરતાં નાનાને બમણી મિલ્કત મળે. તો દરેક છોકરાને કેટલા રૂપીઆની મિલ્કત મળી હશે?

( ૬૪ ) એક કોથળીમાં કેટલાક રૂપીઆ છે. રૂપીઆથી બમણા અડધા, ત્રણગણી પાવલીઓ, ચારધણી બેઆનીઓ, પાંચગણી આનીઓ અને ૭ ધણા પૈસા છે. જો કોથળીમાં કુલ નાણું રૂા. ૧ ૧૭ હોય તો તેમાં દરેક જાતના શિક્કા કેટકેટલા હશે ?

( ૬૫ ) એક ચોપડીનું સોળમું પ્રકરણ ૮ ૯૭ મા પાનને મથાળેથી શરૂ થઇ ૧ ૨ ૬૫મા પાનને છેડે પૂરૂ થાય છે. ત્યારે એ પ્રકરણ કેટલા પાનનું હશે?

( ૬૬ ) બે સંખ્યાનો ગુણાકાર ૪ ૩ ૩૨ છે અને લઘુતમ સાધારણ ભાજ્ય ૨ ૨૮ છે તો દઢભાજક કેટલો ?

( ૬૭ ) બળદગાડી દરરોજ ૨૭ માઇલ જાય છે અને ધોડાગાડી ૪૦ માઇલ જાય છે. એક માણસને ૧ ૭૩ માઇલ જવાનું છે. જો તે માણસ ઘોડાગાડીમાં જાય તો કેટલા દિવસ વહેલો પહોંચે?

( ૬૮ ) એક માણસ ૬૫ દિવસમાં રૂ. ૩૪-૮-૬ કમાય છે તો તે ૩ ૨૭ દિવસમાં શું કમાશે ?

( ૬૯ ) એક ગૃહસ્થની વાર્ષિક પેદાશ રૂા. ૪ ૦ ૦૦ છે. પરંતુ આવકવેરો ભર્યા પછી તેની પાસે રૂા. ૩ ૯ ૪૭-૧૪-૮

પાઇ બાકી રહે છે. તો તેને દર રૂપીએ કર કેટલો આપવો પડતો હશે?

( ૭૦ ) જો હિંદનો દરેક માણસ દર વર્ષે તિલક સ્વરાજ્યફંડમાં એક એક આનો આપે તો તે ફંડમાં દર વર્ષે કેટલા રૂપીઆ ભેગા થાય? ( હિંદની વસ્તી: ૩૦ ૦૦ ૦૦ ૦ ૦૦ )

( ૭૧ ) કેટલા સૈકા હોય તો એક લાખ થાય?

( ૭૨ ) એવી બે સંખ્યાઓ કયી છે કે જેનો સરવાળો ૭૫ થાય અને બાદબાકી ૭ થાય?

( ૭૩ ) મહાભારતના યુદ્ધમાં ૧૮ અક્ષૌહિણી સૈન્ય હતું. એક અક્ષૌહિણીમાં ૨૧ ૮ ૭૦ રથી અને તેટલાજ હાથી ઉપર બેસનાર; ૬૫ ૬ ૧૦ ઘોડેસ્વાર અને ૧ ૦૯ ૩ ૫૦ પાયદળ હોય છે. તો એકંદર કેટલાં માણસ હશે?

( ૭૪ ) એક છોકરા કને જેટલા પૈસા હતા તેના ૧/૨ પૈસા ધર્માદામાં આપ્યા, અને ૧/૪ પૈસાની ચોપડીઓ લીધી પછી તેની પાસે ૮ પૈસા વધ્યા ત્યારે તે છોકરા પાસે શરૂઆતમાં કેટલા પૈસા હતા અને ધર્માદામાં કેટલા આપ્યા?

( ૭૫ ) એક શાળાનું ચોગાન ત્રિકોણાકારનું છે. તેની બાજુઓ ૨૦, ૨૪, અને ૩૨ વારની છે; જો તેને ચારે બાજુએ વાડની માફક લાકડાનાં ચોકઠાં જડી લેવાં હોય તો તે

ચોકડાંની લંબાઇ વધારેમાં વધારે કેટલી રાખવી જોઇએ કે તેને કાપવાં પડે નહિ.

( ૭૬ ) સાદુ રૂપ આપો:—

( ૭×૧૮–૦×૯+૯×૧૧ ) ÷ ( ૧૪×૧૫–૧૫×૧૩ )

( ૭૭ ) એક ખેતરની ઉપજ પાંચ ભાગે વહેંચતાં क ને બે ભાગ અને બાકીનો ભાગ ख ને મળે છે. હવે क ને ભાગ ૬૭।। મણ દાણા આવ્યા તો ख ને ભાગ કેટલા આવશે ?

( ૭૮ ) જે રકમમાંથી રૂ. ૦।।≈।। એ વાર વાળુ કપડુ ૩૬ વાર આવે તેજ રકમમાંથી રૂ. ૦≈ એ વાર વાળુ કપડુ કેટલું આવશે ?

( ૭૯ ) મેં મારી ઉંમરનું ૨૭ મું વર્ષ શરૂ થતાં રૂ. ૧ ૫૦૦ ની મુડી લઇ વેપાર શરૂ કર્યો. જ્યારે મને ૫૫ વર્ષ પૂરાં થયાં ત્યારે મેં વેપાર છોડી દીધો; તે વેળા મારી પાસે બધા મળી રૂ. ૨૧ ૧૦૦ થયા. ત્યારે મેં દર વર્ષ શું રકમ બચાવી હશે ?

( ૮૦ ) જો આજે બ્રીટીશ સરકારનું કરેલું રૂ. નવ અબજ ચોવીસ કરોડ નું બધુ દેવું હિંદની વસ્તીમાં સરખે ભાગે વહેંચી આપે તો દરેક માણસને ભાગ કેટલું દેવું આવે ? ( વસ્તી: ૩૦ ૦૦ ૦૦ ૦ ૦૦ )

( ૮૧ ) એકથી દસ સુધીની સંખ્યાઓનો સરવાળો કરો.

( ૮૨ ) એક ગામમાં જેટલી સ્ત્રીઓ છે તેથી બમણા પુરૂષ છે, અને પુરૂષથી બમણાં છોકરાં છે. જો છોકરાંની સંખ્યા ૪ ૭ ૬ ૮ હોય તો તે ગામની કુલ વસ્તી કેટલી ?

( ૮૩ ) એક સંખ્યાના ૧૮ ગણા અને ૩૨ ગણાનો સરવાળો ૧૦ ૦ ૦૦ થાય છે તો તે સંખ્યા કયી ?

( ૮૪ ) એક મણ કપાસમાંથી ૧૩ શેર રૂ અને ૨૭ શેર કપાસીઆ નીકળે છે તો એક ભાર કપાસમાંથી રૂ તથા કપાસીઆ કેટ કેટલા નીકળશે ?

( ૮૫ ) બ્રીટીશ સરકારને દર વર્ષે અફીણની આવક સાત કરોડ રૂપીઆ છે. જો એક મણ અફીણની કિંમત રૂ. ૮ ૭ ૫૦ હોય તો હિંદમાં કેટલું અફીણ નીપજતુ હશે ?

( ૮૬ ) અત્યારે ચાર વાગ્યા છે. પાંચ કલાક પહેલાં કેટલા વાગેલા ?

( ૮૭ ) એક શાળામાં ૮ ૨૦ છોકરા ભણે છે. તેમાં જો ૧ ૨૩ છોકરા મફ્રી ભણતા હોય તો તે શાળામાં ૧ ૦૦ વિદ્યાર્થી એ કેટલા વિદ્યાર્થી મફ્રી ભણાવાય છે ?

( ૮૮ શેર ૬।। લોટના લાડુમાં શેર ૨।। ખાંડ જોઇએ તો મણ ૨।।। ૭ શેર લોટના લાડુમાં કેટલી ખાંડ જોઇશે ?

( ૮૯ ) $$\frac{૭\frac{૩}{૧૧}\text{ ના }\frac{૫}{૯}}{૧૧\frac{૩}{૭}\text{ ના }\frac{૪}{૧૧}} + \frac{૪૦}{\frac{૪}{૭}} - \frac{૮\frac{૪}{૭}}{૨૦} \div \frac{૧૧\frac{૩}{૨૩}}{૮\frac{૭}{૮}}$$

( ૯૦ ) મેં રૂપીઆની મણુ લેખે રૂ. ૧ ૫૦ ની કેરીઓ ખરીદી મુંબઇ ગાડીએ ચઢાવી. મુંબઇ પહોંચતાં ૨૦ મણુ બગડી ગઈ અને રેલના ભાડાના રૂ. ૬૦ પડયા. હવે મારે કેરી શા ભાવે વેચવી કે જેથી એકંદર રૂ. ૫૦ નફાના મળે?

( ૯૧ ) અઢારથી ચાલીસ સુધીનો સરવાળો કરો.

( ૯૨ ) ગાય, બળદ અને ભેંસની એકંદર કિંમત રૂ. ૬ ૮૭ છે. બળદ અને ભેંસની મળી કિંમત રૂ. ૪ ૯૫ છે. અને ગાય તથા બળદની મળી કિંમત રૂ. ૪ ૨૩ છે. તો દરેકની કિંમત કેટલી?

( ૯૩ ) બે માણુસો એકજ જગ્યાથી ઉલટી દિશામાં મુસાફરી શરૂ કરે છે. એક માણુસ દરરોજ ૧૫ માઇલ અને બીજો ૧૮ માઇલ ચાલે છે. તો ૧૭ દિવસ ચાલ્યા પછી તે બે જણુ વચ્ચે કેટલું અંતર હશે?

( ૯૪ ) એપ્રીલ કરતાં મે માસમાં કેટલી સેકંડ વધારે છે?

( ૯૫ ) એક માણુસ પાસે ૨ ૯ ૬૪ અને બીજા પાસે ૮ ૦ ૨૪ મોતી છે. બન્નેને તેના સરખાં મોતીવાળા હાર ગુંથવા છે. જો દરેક જણુ વધારેમાં વધારે મોતી લઇને હાર ગુંથે તો દરેકના હારમાં મોતી કેટલાં હશે?

( ૯૬ ) દશ હજાર સો અને દશ સો હજાર એ બે વચ્ચે શો ફેર છે ?

( ૯૭ ) એક ચોપડી છાપવાનું કામ દરરોજ ૧૦ કલાક કરવાથી ૩૨ દિવસમાં પુરૂં થાય છે. તો તે કામ દરરોજ આઠ કલાક કરવાથી કેટલા દિવસમાં પુરૂં થશે ?

( ૯૮ ) રેલગાડીના પૈડાનો ઘેરાવો ૨૨૬ ઇંચ છે. અને ૧ મિનિટમાં તે પૈડાના ૯૧ ફેરા થાય છે. તો તે ગાડી દર કલાકે કેટલા માઇલની ઝડપે ચાલતી હશે ?

( ૯૯ ) $\frac{૫}{૩}$ ના $\frac{૧૩}{૧૦}$ + $\frac{૬\frac{૨}{૩}}{૧\frac{૨}{૪}}$ ના $\frac{૧૯}{૨૦}$ − $\frac{૭}{૩}$ ના $\frac{૬\frac{૫}{૧૨}}{૩\frac{૨}{૩}}$

( ૧૦૦ ) ૧ થી ૯ પૈકીના એક તમારા ધારેલા આંકડાને નવે ગુણો. જે ગુણાકાર આવે તેણે ૧ ૨૩ ૪૫ ૬ ૭૯ ને ગુણો. જવાબ ધારેલો આંકજ દેખાડશે .



